- **પુસ્તક :**
  **મોદીક્ષેત્રે કુરુક્ષેત્રે**

- **લેખક :**
  મુનિ શ્રી મિત્રાનંદસાગરજી

- **પ્રકાશક :**
  જય જિનેન્દ્ર કાર્યાલય, અમદાવાદ

- **પ્રથમ આવૃત્તિ :**
  જૂન, ૨૦૦૭

- **પ્રાપ્તિસ્થાન :**
  જય જિનેન્દ્ર કાર્યાલય
  એફ - ૯, શ્રીનંદનગર વિભાગ - ૪
  સોનલ ટૉકિઝ રોડ, વેજલપુર, અમદાવાદ - ૩૮૦૦૫૧

- **મુદ્રક :**
  શિવકૃપા ઓફસેટ પ્રિન્ટર્સ, અમદાવાદ

- **મૂલ્ય :** ૩૦ રૂપિયા

**અર્પણ**

નિર્ભયતાની સાક્ષાત્ પ્રતિમા સમા ગુરુમહ
શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજને

*દીક્ષાના પ્રથમ વર્ષે જ જેમણે 'ખ્રિસ્તીધર્મ અને જૈનધર્મનો મુકાબલો' નામના ગંદા પુસ્તકના*
*જવાબરૂપે 'જૈનધર્મ અને ખ્રિસ્તીધર્મનો મુકાબલો' પુસ્તક લખીને*
*પોતાની નિર્ભીકતાનું દર્શન કરાવ્યું અને*
*જેમની નિર્ભીક વાણીએ મારા મનને અનોખું બળ પૂરું પાડ્યું.*

# પ્રકાશકીય

કોઈ રાજ્યના વહીવટી વડાને ઉદ્દેશીને કોઈ જૈન મુનિએ કોઈ પુસ્તિકાનું લેખન કર્યું હોય એવો આ સંભવતઃ પ્રથમ જ બનાવ છે.

ગુજરાતના મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીએ સન ૨૦૦૬માં 'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬' નામે કાયદો બહુમતિના જોરે કોઈ પણ જાતની ચર્ચા વિના વિધાનસભામાં પસાર કરાવ્યો તે અજયપાળના કુખ્યાત શાસન પછીનું જૈનો ઉપરનું અભૂતપૂર્વ આક્રમણ હતું અને ગુજરાતી હિન્દુ શાસક દ્વારા કરાયેલું આ આક્રમણ ગુજરાત માટે એક નાલેશીથી જરાય ઊતરતું કાર્ય નહોતું.[૧]

આ કાયદો પસાર થયાના ચંદ કલાકોમાં જ પૂજ્ય મુનિ શ્રી મિત્રાનંદસાગરજી મહારાજે જે તીવ્ર પ્રતિભાવો આપ્યા એ વાંચ્યા પછી તો ભારતીય જનતા પક્ષના જૈન આગેવાનો અને જૈન કાર્યકરો પણ મોઢું છુપાવીને ભાગતા ફરતા જોવા મળ્યા હતા!

એ પછી તો પૂજ્ય મુનિ શ્રી મિત્રાનંદસાગરજી મહારાજે એક પછી એક નક્કર પગલાં લઈને ગુજરાત અને કેન્દ્રની સરકારોને મુદ્દાસરનાં આવેદનો આપીને જે સપાટો બોલાવ્યો તે સ્વયં એક ઇતિહાસ છે.

સાથોસાથ ભારતની ખ્યાતનામ સમાચાર સંસ્થા પી. ટી. આઈ. ઉપરાંત આઈ. સી. એન. એસ., ગ્લોબલ ગુજરાત ન્યૂઝ નેટવર્ક અને ગુજરાત સમાચાર, દિવ્ય ભાસ્કર, સંદેશ, મેટ્રો જેવાં વર્તમાનપત્રો તેમજ અનેક પ્રાદેશિક અને અંગ્રેજી સામયિકોનો સાથ લઈને પૂજ્યશ્રીએ નિવેદનોનો મારો ચલાવીને ગુજરાત સરકાર ઉપર ભારે મનોવૈજ્ઞાનિક દબાણ આણ્યું હતું.

પૂજ્યશ્રીએ કરેલી કાર્યવાહીથી ગુજરાત અને દેશના ટોચના પત્રકારો ઉપરાંત ગણમાન્ય રાજકીય અને ધાર્મિક આગેવાનો તો અત્યાર સુધી માહિતગાર હતા જ, પરંતુ આ સામગ્રી સામાન્ય પ્રજાજન માટે પણ ખુલ્લી મૂકવી જોઈએ એવી માગણી અનેક આચાર્ય ભગવંતો, મુનિવરો અને ચાહકો દ્વારા વારંવાર કરવામાં આવતી હોવાથી હવે તે 'મોદીક્ષેત્રે કુરુક્ષેત્રે' શીર્ષક હેઠળ પુસ્તિકારૂપે પ્રકાશિત થઈ રહી છે.

---

૧. કહેવાતા જૈન સંસ્થાન (અમદાવાદ)ના કહેવાતા શાસનપ્રેમીઓએ નરેન્દ્ર મોદીની કહેવાતી જીવદયાનું તૂત ઊભું કરીને અમદાવાદમાં જે જાહેર બહુમાન કર્યું એ તો વળી જૈન ઇતિહાસની સૌથી મોટી કાળી ટીલી જેવો બનાવ છે. શીખો, મુસ્લિમો અને ઈસાઈઓ પાસેથી કશું ન શીખવા માગનારા આ નબીરાઓએ કરેલી અક્ષમ્ય ભૂલને આવનારો ઇતિહાસ કોઈ પણ રીતે માફ કરશે નહીં.

ગુજરાતના મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીની સરકારે કરેલી જૈનધર્મની નવી વ્યાખ્યાની વિરુદ્ધમાં પૂજ્ય મુનિશ્રીની તીવ્ર પ્રતિક્રિયા કે જે તા. ૨૧ સપ્ટેમ્બર, ૨૦૦૬નાં મોટાભાગનાં વર્તમાનપત્રોમાં છપાઈ હતી તે જુદાં જુદાં વર્તમાનપત્રોમાંથી સંકલિત કરીને આ પુસ્તિકામાં આપી દીધી છે.[૧]

પોતે ઉતાવળે ઉતાવળે પસાર કરાવેલા કાયદાના લૂલા બચાવમાં મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીએ જે સફાઈ પેશ કરી હતી તે સંદર્ભમાં પૂજ્યશ્રીએ મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીને જાતજાતના સવાલો પૂછીને મૂંઝવણમાં મૂક્યા હતા. આ સવાલો પણ આ પુસ્તિકામાં સમાવી લીધા છે.[૨]

દરમ્યાન દેશ અને દુનિયાના પ્રિન્ટ અને ઈલેક્ટ્રોનિક્સ મિડિયાએ પૂજ્ય મુનિશ્રીની પ્રતિક્રિયાની નોંધ લઈને તેમના ઇન્ટરવ્યુ લીધા હતા. તે બધાના સારરૂપ પ્રશ્નો અને પૂજ્ય મુનિશ્રીએ આપેલા ઉત્તરો પણ સંકલિત કરીને આ પુસ્તિકામાં સમાવી લીધા છે.[૩]

'ધર્મ સ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬'ની વિરુદ્ધમાં પૂજ્ય મુનિશ્રીએ ગુજરાતના મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીને; અને આ બિલને નામંજૂર કરવા માટે ગુજરાતના ગવર્નરને આપેલ આવેદનપત્રની નકલ પણ આ પુસ્તિકામાં સમાવી લીધી છે.[૪]

આ પુસ્તિકાનું સૌથી રોચક પાસું તો એમાં આપેલા 'હિન્દુધર્મ અને જૈનધર્મના તફાવતો' નામનો વિભાગ છે, જે અલગ આવેદન રૂપે ભારતના રાષ્ટ્રપતિ, ભારતના વડાપ્રધાન, ગુજરાતના ગવર્નર અને ગુજરાતના મુખ્યમંત્રીને આપવામાં આવ્યો હતો અને તેની કોપી પત્રકારો તથા સમાજના ગણમાન્ય વિચારકોને આપવામાં આવી હતી.[૫]

તા. ૧૦ ઑક્ટોબર, ૨૦૦૬ના દિવ્ય ભાસ્કર દૈનિકમાં પ્રકાશિત થયેલી જૈનોવિરોધી ટિપ્પણીનો પ્રતિકાર પણ આ પુસ્તિકામાં સમાવી લેવાયો છે.[૬]

અમારા માટે અત્યંત આનંદ અને ગૌરવની વાત છે કે જૈનવિરોધી કાયદો પસાર થયા પછી તેની વિરુદ્ધમાં જ્યાં જ્યાં મીટિંગો યોજાઈ હતી ત્યાં ત્યાં મુખ્યત્વે પૂજ્ય મુનિ શ્રી મિત્રાનંદસાગરજી મહારાજનાં લખાણોનો જ બેઝ તરીકે ઉપયોગ કરવામાં આવ્યો હતો.

નિવેદક : જય જિનેન્દ્ર પરિવાર, અમદાવાદ

---

**૧.** જુઓ આ પુસ્તિકાનું ૨૪મું પાનું. **૨.** જુઓ આ પુસ્તિકાનું ૩૦મું પાનું. **૩.** જુઓ આ પુસ્તિકાનું ૩૪મું પાનું. **૪.** જુઓ આ પુસ્તિકાનું ૪૦મું અને ૪૩મું પાનું. **૫.** જુઓ આ પુસ્તિકાનું ૧૨મું પાનું. **૬.** જુઓ આ પુસ્તિકાનું ૪૬મું પાનું.

# પ્રસ્તાવના

મારી આ પ્રસ્તાવનાનો આરંભ જ એક આંચકાજનક વિધાનથી થશે. અને તે વિધાન એ છે કે ''જેને હિન્દુધર્મ કહેવામાં  આવે છે તે 'હિન્દુધર્મ' નામનો શબ્દ જ હિન્દુઓના હોવાનું કહેવાતા કોઈ પણ પ્રાચીન અને આદરપાત્ર ગ્રન્થમાં ક્યાંય નથી!'' મારા આ વિધાનથી શંકરાચાર્યથી લઈને નાનામાં નાના સંન્યાસીને, ભારતીય જનતા પાર્ટીના ટોચના નેતાથી લઈને તળિયાના કાર્યકરને અને એક અદના હિન્દુ આસ્થાળુ સહિત બધાંને આઘાત લાગશે પણ મારા આ વિધાનને નકારી કાઢવા માટે એમની પાસે કોઈ સાધન નહીં હોય!

આજથી જ મેગ્નિફાઇંગ ગ્લાસ લઈને જૂના, સર્વમાન્ય 'હિન્દુ ધર્મગ્રન્થો'માંથી 'હિન્દુધર્મ' એવો શબ્દ શોધી આપો! આપની મદદ માટે થોડાં નામો ગણાવી દઉં: મહાભારત, ભાગવત, રામાયણ, ગીતા, ઉપનિષદ્ અને ઇવન ચાર પૈકીનો કોઈ પણ વેદ! ચાર વેદો એટલે 'હિન્દુધર્મ'નું જૂનામાં જૂનું ઑથેન્ટિક સાહિત્ય! અને ઑથેન્ટિક 'હિન્દુ' સાહિત્યમાં જ 'હિન્દુ' કે 'હિન્દુધર્મ' શબ્દ ન મળે એને શું કહીશું, બલિહારી કે વિટંબણા?[૧]

આનાથી વિપરીત, જૈનધર્મની વાત કરીએ તો જૂનામાં જૂના જૈનગ્રન્થોમાં તે મળી આવશે. જૈનધર્મ, જિનધર્મ, જૈનશાસન અને જિનશાસન એ શબ્દો જૈન ગ્રન્થોમાં એટલી બધી વખત આવ્યા છે કે જો એ શબ્દોને દૂર કરવામાં આવે તો જૈન ગ્રન્થોનું દસ ટકા વજન તો એમને એમ જ ઓછું થઈ જાય!

અને આ નરેન્દ્રભાઈની સરકાર કહે છે કે જૈનધર્મ એ હિન્દુધર્મનો એક સંપ્રદાય છે! કેટલાક સરકારી મુનિઓ કહે છે કે અમે અનાદિકાળથી હિન્દુ છીએ. અમદાવાદના મેયર અમિત શાહ પણ ઉવાચ : 'અમને મોટાભાગના જૈન

---

૧. આ દેશને મુસ્લિમોએ આપેલા કેટલાંક નામોને ધિક્કારનારાં અને તેને બદલી કાઢનારાં કટ્ટરવાદી સંગઠનો પણ પોતાના સંગઠનમાં એ મુસ્લિમોએ જ આપેલા 'હિન્દુ' શબ્દને ગૌરવ સાથે લગાડીને ફરે છે ત્યારે હસવું કે રડવું તે નક્કી થઈ શકતું નથી. 'ગર્વ સે કહો હમ હિન્દુ હૈં'ના નારા લગાડનારાઓ પાસે પોતે હિન્દુ છે એ સાબિત કરવા માટે એક પણ શાસ્ત્રીય આધાર નથી! હિન્દુ બિરાદરો, તમને હિન્દુ તરીકેની ઓળખાણ તમારા ધર્મગ્રંથોએ નથી આપી, તમે જેને દિલથી નફરત કરો છો એ લોકોએ આપી છે!

ધર્મગુરુઓનું આ મામલે સમર્થન છે!' શાબ્બાશ! 'મોટા ભાગના સમર્થક જૈન ધર્મગુરુઓમાંથી' બે નામ પૂછીએ તો કે' કુંડાળું ને બકક! નરેન્દ્રભાઈ પાસેથી 'લાભ' ઝંખનારાઓ પાસેથી તો આમ પણ 'વિચાર'ની આશા ન રખાય.

ભર્તૃહરિએ સુંદર વાત કહી છે : 'અજ્ઞાનીને સારી રીતે સમજાવી શકાય છે, જ્ઞાનીને તો વળી એથીયે વધારે સારી રીતે સમજાવી શકાય છે, પરંતુ આંશિક જ્ઞાનના ભારથી લચી પડેલાને તો ખુદ ભગવાન પણ સમજાવી શકતા નથી.' કમનસીબે મારે એવા લોકોને જ સમજાવવાનું આવ્યું છે! ટૂંકમાં, કડવી સચ્ચાઈ એ છે કે 'હિન્દુધર્મ' નામનો કોઈ ધર્મ જ અસ્તિત્વ ધરાવતો નથી. વેદો, ઉપનિષદો, વાલ્મીકીય રામાયણ, મહાભારત, શતપથ બ્રાહ્મણ, મનુસ્મૃતિ, પુરાણો, ભગવદ્‌ગીતા, શ્રીમદ્‌ભાગવત વગેરે, કે જે હિન્દુ સમુદાયના પરમ પવિત્ર ગ્રંથો હોવાનું મનાય છે, તેનું એક એક પાનું મેં રિફર કર્યું છે. તેમાં ક્યાંય 'હિન્દુ' શબ્દ કે 'હિન્દુધર્મ'નો ઉલ્લેખ નથી.

આપણી એક પ્રાચીન સંસ્કૃત કહેવત કહે છે કે મૂળ જ ન હોય તો શાખા ક્યાંથી હોય (मूलं नास्ति कुतः शाखा)?

જો 'હિન્દુધર્મ' નામનું કોઈ મૂળ જ નથી, તો તેની જૈનધર્મ નામની શાખા પણ કેવી રીતે હોઈ શકે? આથી જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય ગણાવવો તે વાસ્તવિકતાનો અસ્વીકાર છે. એથી આગળ વધીને કહેવું હોય તો એમ કહી શકાય કે ભારતમાં હિન્દુધર્મ શબ્દ પ્રચારમાં આવ્યો તેનાં હજારો વરસ પહેલાંથી જૈનધર્મ અસ્તિત્વમાં છે. આ દૃષ્ટિએ પણ જૈનધર્મ એ હિન્દુધર્મની શાખા પૂરવાર ન થઈ શકે, કારણ કે પ્રાચીન ધર્મ અર્વાચીન ધર્મની શાખા કદી ન બની શકે. આમ જૈનધર્મને હિન્દુધર્મની શાખા ઠરાવવી કે તેનો સંપ્રદાય ઠરાવવો તે વાસ્તવિકતાનો ખુલ્લો અસ્વીકાર છે.

ભારતના પ્રાચીન ઇતિહાસને નજર સામે રાખીએ તો સચ્ચાઈ એ છે કે 'હિન્દુ' શબ્દ આપણા દેશમાં અસ્તિત્વમાં આવ્યો એ પહેલાંથી જ ભારતમાં જૈનધર્મનું અસ્તિત્વ અને ચલણ હતું. આ ઐતિહાસિક તથ્યને દુનિયાના ટોચના વિદ્વાનોએ પણ માન્ય રાખેલ છે.

મારી આ વાતના સમર્થનમાં આપણે સમ્રાટ અશોકના વિશ્વવિખ્યાત શિલાલેખોનો આધાર લઈશું. સમ્રાટ અશોકના શિલાલેખો એ આપણા દેશનો

સૌથી જૂનામાં જૂનો લેખિત રાજકીય દસ્તાવેજ છે. એમાં એ યુગના ભારતના વિવિધ ધર્મ અને તેના અનુયાયીઓનો નિર્દેશ છે. આ સમગ્ર શિલાલેખોમાં કોઈ પણ સ્થળે 'હિન્દુ', 'હિન્દુધર્મ' કે 'હિન્દુધર્મના અનુયાયીઓ' શબ્દનો ઉલ્લેખ નથી, જ્યારે આ શિલાલેખોમાં 'શ્રમણ', 'નિર્ગ્રંથ', 'સંઘ' અને 'ધર્મસંઘ' શબ્દો અનેક વખત મળી આવ્યા છે. આ બધા શબ્દો જૈનધર્મના પારિભાષિક શબ્દો છે. આમ સમ્રાટ અશોકના શિલાલેખોથી પણ સ્પષ્ટ થાય છે કે હિન્દુ શબ્દના ઉદ્ભવ પહેલાંથી જ જૈનધર્મ અસ્તિત્વમાં હતો. સમ્રાટ અશોકના શિલાલેખોમાં જૈન, બૌદ્ધ અને આજીવક ધર્મોનો ઉલ્લેખ મળે છે પરંતુ હિન્દુ કે હિન્દુધર્મનું નામનિશાન ત્યાં મળતું નથી.

આથી જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય કહેવો તે ભારતના પ્રાચીન ઈતિહાસનો પણ ચોખ્ખો અનાદર છે.

## છેલ્લે માનનીય મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદીને બે શબ્દ :

પોલિટિકલ સાયન્સમાં તમે કહો તે આખરી શબ્દ હોઈ શકે, પરંતુ જૈનધર્મ અંગે તમે કહો તે આખરી શબ્દ ન હોઈ શકે. તમને હિન્દુધર્મમાં આસ્થા હોય એ તમારી અંગત બાબત થઈ, પણ એટલા માત્રથી તમે અમારા ધર્મને તમારા ધર્મની શાખા ગણીને ચાલો તે અમે સ્વીકારી ન શકીએ.

તમારાં સારાં કામો બદલ જે રીતે અમે તમારૂં સન્માન કરી શકીએ છીએ તે જ રીતે તમારાં ખોટાં કામો બદલ અમે તમારો કાન પણ પકડી શકીએ છીએ. અને એ માટે જ આ નાની પણ રાઈના દાણા જેવી પુસ્તિકાનું પ્રકાશન છે.

– મુનિ મિત્રાનંદસાગર

એફ - ૯, શ્રીનંદનગર વિભાગ ૪
સોનલ ટૉકિઝ રોડ, વેજલપુર
**અમદાવાદ** ૩૮૦૦૫૧

# પ્રવેશ

અહીં હિન્દુધર્મ અને જૈનધર્મના પાયાના તફાવતો દર્શાવતા સેંકડો વિસંવાદી મુદ્દાઓમાંથી માત્ર સામાન્ય વાચકો સમજી શકે એવા ૭૨ મુદ્દાઓ રજૂ કરૂં છું. જૈનધર્મના અંતિમ તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીરનું ૭૨ વર્ષનું આયુષ્ય ધ્યાનમાં લઈને ૭૨ની સંખ્યા પસંદ કરી છે.

**એક અતિ મહત્ત્વનું સ્પષ્ટીકરણ :**

અહીં આપેલા મુદ્દાઓ, બેમાંથી કોઈ એક ધર્મને સારો કે બીજાને ખોટો પૂરવાર કરવા માટે નથી. અહીં માત્ર અને માત્ર જે તે ધર્મની ભિન્નતા દર્શાવવાનો જ આશય છે. ખાસ કરીને જૈનધર્મ એ હિન્દુધર્મની શાખા કે સંપ્રદાય નથી તે દર્શાવવાનો ઇરાદો છે.

અહીં આપેલી ઘણી વાતો માટે મેં વેદો, ઉપનિષદો, વાલ્મીકીય રામાયણ, મહાભારત, શતપથ બ્રાહ્મણ, મનુસ્મૃતિ, પુરાણો, ભગવદ્ગીતા, શ્રીમદ્ભાગવત વગેરે હિન્દુ સમુદાયના 'માન્ય, આદરણીય અને આધારભૂત' ગ્રન્થોનો ઉપયોગ કર્યો છે. આ ગ્રન્થોનો ઉપયોગ કરતી વખતે મેં માત્ર દર્પણધર્મ બજાવ્યો છે. દર્પણ સામેની વસ્તુનું હોય તેવું પ્રતિબિમ્બ ઝીલે છે, દર્પણને અંગત ગમા-અણગમા હોતા નથી. દર્પણમાં કાળાનું પ્રતિબિમ્બ કાળું અને ધોળાનું ધોળું પડે છે.

જે તે ધર્મની ભિન્નતા દર્શાવવા અહીં રજૂ કરેલા મુદ્દાઓ, ઉપર જણાવેલા ગ્રન્થો ઉપરાંત, હિન્દુ સમુદાયની વર્ષો જૂની રૂઢિઓ, પરંપરાઓ, ધારણાઓ, માન્યતાઓ, ઈતિહાસ, કથાઓ, સિદ્ધાન્તો વગેરેને નજર સામે રાખીને રજૂ કરાયા છે અને જે તે મુદ્દાની સામે જૈનધર્મમાં કેટલો મોટો તફાવત છે તે દર્શાવ્યું છે. આ તફાવતો માટે મેં પિસ્તાલીસ જૈન આગમોનો આધાર લીધો છે.

**હિન્દુધર્મ શબ્દ અંગે મહત્ત્વની નોંધ :**

**અહીં આપેલ ૭૨ મુદ્દાઓમાં વાપરેલ 'હિન્દુ' કે 'હિન્દુધર્મ' શબ્દ માત્ર વાચકની સગવડ ખાતર છે.** હકીકતમાં ઐતિહાસિક સચ્ચાઈ એ છે કે એ નામના કોઈ ધર્મનું અસ્તિત્વ જ નથી. વાચકને એ જાણીને આઘાત

લાગશે કે તેઓ જેને હિન્દુધર્મનો આધાર માનીને ચાલે છે એ વેદો, ઉપનિષદો, વાલ્મીકીય રામાયણ, મહાભારત, શતપથ બ્રાહ્મણ, મનુસ્મૃતિ, પુરાણો, ભગવદ્‌ગીતા કે શ્રીમદ્‌ભાગવતમાં ક્યાંય 'હિન્દુ' કે 'હિન્દુધર્મ' નામનો શબ્દ જ અસ્તિત્વ ધરાવતો નથી! કેવું આશ્ચર્ય! જે ધર્મનું અસ્તિત્વ જ ન હોય એ ધર્મનો ફાંટો, સંપ્રદાય કે શાખા જૈનધર્મ ન જ હોઈ શકે અને છે પણ નહીં.

આશા છે કે આ પુસ્તિકાના પ્રકાશનથી 'જૈનધર્મ એ હિન્દુધર્મની શાખા, સંપ્રદાય કે હિસ્સો છે' એ ભ્રમણા દૂર થઈ જશે : મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીની, હિન્દુ ધર્મગુરુઓની, હિન્દુ વાચકોની, હિન્દુ ફંડામેન્ટલિસ્ટોની અને ઈવન 'અમે તો અનાદિકાળથી હિન્દુ છીએ'ના બેવકૂફીભરેલા બફાટો કરતા કેટલાક ઉત્સૂત્રભાષીઓ[૧] અને અજ્ઞાનતા સહિતનાં કારણોસર તેમની 'હા-જી-હા' કરતા જૈનોની પણ!

---

૧. વર્ષોથી હિન્દુત્વ અને જૈનત્વની ભેળસેળ કરીને જૈનધર્મની ઘોર ખોદનારા આવા લોકોના પાપે જ નરેન્દ્ર મોદીની સરકારમાં જૈનધર્મને હિન્દુધર્મની શાખા ઠરાવતો કાળો કાયદો બનાવવાની હિમ્મત આવી છે.

# હિન્દુધર્મ અને જૈનધર્મના તફાવતો

૧. હિન્દુધર્મમાં ભગવાન માટે અવતારની ધારણા છે જેને જૈનધર્મ સ્વપ્નમાં પણ સ્વીકારતો નથી.

૨. હિન્દુધર્મ અનુસાર ભગવાન ખુશ થાય છે, નાખુશ થાય છે. જૈનધર્મમાં ખુશ-નાખુશ થનારને ભગવાન માનવામાં આવતા નથી. જૈન થિયરી મુજબ ભગવાન એ જ હોય છે કે જે કદી નારાજ નથી થતા કે કદી રાજી નથી થતા. જૈનધર્મ મુજબ વીતરાગ હોવું એ ભગવાન હોવાની પહેલી શરત છે.

૩. હિન્દુધર્મમાં ભગવાનને ધરેલી વસ્તુ પ્રસાદ તરીકે ભક્તો ખાઈ શકે છે. જૈનધર્મ અનુસાર તો ભૂલથી પણ ભગવાનની નજરે ચડેલો પદાર્થ આરોગી શકાતો નથી!

૪. હિન્દુધર્મ અનુસાર જગતનો બનાવનાર અને તેને ચલાવનાર ભગવાન છે, જૈનધર્મ આનાથી તદ્દન સામા છેડાનું વિચારે છે. જૈનધર્મ માને છે કે જગતની રચના અને તેના સંચાલનમાં ભગવાનને કશું લાગતું વળગતું નથી. જગત સહજ રીતે જ હતું, છે અને રહેશે.

૫. હિન્દુધર્મ અનુસાર ભગવાન એકલો હોવાથી કંટાળી ગયો[૧] માટે તેણે એકમાંથી અનેક બનવા જગતનું સર્જન કર્યું! જૈનધર્મ સવાલ કરે છે કે જગતની રચના કર્યા પહેલાં ભગવાન ક્યાં રહેતા હતા એ તો કહો! જૈનધર્મ મુજબ કંટાળો અને પ્રસન્નતા એ રાગ-દ્વેષની નિશાની છે.[૨] જૈનધર્મના ખ્યાલ મુજબ ભગવાન વીતરાગ હોય છે.

---

૧. 'स वै नैव रेमे, तस्माद् एकाकी न रेमे, स द्वितीयमैच्छत्।' બૃહદ્ આરણ્યક ઉપનિષદ ૧/૪/૩.

૨. ભલાદમી, એકલો રહેવાથી કંટાળી જાય તો ઈશ્વરમાં અને માણસમાં ફરક શો? ઈશ્વરને એકમાંથી બે થવાની ઇચ્છા થઈ એ જ પૂરવાર કરે છે કે ઈશ્વર એકલો નહોતો! અને એ વખતે પણ દુનિયા હતી જ.
આફ્રિકાનો એ આદિવાસી કે જેણે ટીવી. જોયું જ નથી, તેના વિષે સાંભળ્યું જ નથી, ટીવી. વિષે જાણતો જ નથી, એ ટીવી.ની ઝંખના નહીં કરે. જો તેને ટીવી.ની ઝંખના થઈ તો મામલો સ્પષ્ટ છે કે તે ટીવી. વિષે જાણે છે. જે હોય એની જ ઝંખના થાય, ન હોય એની ન થાય. દુનિયા હતી જ નહીં તો દુનિયા બનાવવાની ઇચ્છા થાય જ નહીં!

૬. હિન્દુધર્મમાં દરેક ભગવાન સાથે ઓછામાં ઓછી એક સ્ત્રી તો હોય જ છે. જૈનધર્મમાં સ્ત્રી સાથેના ભગવાનની કોઈ ધારણા જ નથી! હિન્દુ મંદિરોમાં રામ સાથે સીતા હોય, શિવ સાથે પાર્વતી હોય, કૃષ્ણ સાથે રાધા હોય, વિષ્ણુ સાથે લક્ષ્મી હોય, ગણપતિ સાથે રિદ્ધિ અને સિદ્ધિ હોય... જૈન દેરાસરમાં આદિનાથથી લઈને મહાવીરસ્વામી સુધીના ચોવીસ પૈકી કોઈ પણ તીર્થંકર સાથે કોઈ પણ સ્ત્રી ક્યારેય ન હોય! દીક્ષા લેતાં પહેલાં તીર્થંકર પરણેલા હોય તોય તીર્થંકર બન્યા પછી તેમનાં પત્નીની મૂર્તિને સાથે ન રાખી શકાય! આ હિન્દુધર્મ અને જૈનધર્મનાં સામસામાં અંતિમો છે!

૭. હિન્દુધર્મ મુજબ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ અનુક્રમે જગતની રચના, પાલન અને સંહાર કરે. જૈનધર્મ તો આ વાતને તેના મૂળમાંથી જ કાપી નાખે છે! સર્જન, પાલન અને સંહાર રાગ-દ્વેષ વિના શક્ય નથી. જૈનધર્મ રાગી-દ્વેષી વ્યક્તિને ભગવાન માનવાનો જ ઇન્કાર કરે છે.

૮. હિન્દુધર્મમાં ઉપવાસમાં ફળાહાર છે, જૈનધર્મના ઉપવાસમાં જળાહાર સિવાય કંઈ નથી! જૈન ઉપવાસમાં પાણી પણ ઉકાળેલું જ પીવું પડે છે. એ પણ દિવસ દરમ્યાન અમુક નિશ્ચિત સમયાવધિમાં જ પી શકાય છે. *(મારા હિન્દુ શિષ્યો કહે છે કે એમના ઉપવાસમાં 'ફળ' સિવાય પણ ઘણું બધું હોય છે.)*

૯. હિન્દુધર્મમાં મોટા ભાગના ઋષિઓ પત્નીધારી જ હોય છે. (અત્રિ-અનસૂયા, કાશ્યપ-અદિતિ, મૃકંડ-મરુદ્વતી[૧], વસિષ્ઠ-અરુન્ધતી, કર્દમ-દેવાહુતિ વગેરે...) જૈનધર્મ ત્રણ કાળમાંય આવું ન સ્વીકારે! જૈનધર્મમાં પત્ની હોય તોય ઋષિ બનતાં પહેલાં તેને કાયમ માટે છોડી દેવી પડે છે!

૧૦. હિન્દુધર્મ અનુસાર મેનકા દ્વારા પતિત થયેલા વિશ્વામિત્ર જેવા ઋષિઓ, ઋષિ તરીકે ચાલુ રહે છે. જૈન મુનિ પતિત થાય પછી તેનો દરજ્જો ભગવાનના લેવલનો હોય તો પણ તેના નામ પર ચોકડી મૂકી દેવામાં આવે છે.

૧૧. હિન્દુધર્મની કથાઓ મુજબ સંતાનવિહીન ઋષિઓ પણ પુત્રની ઝંખનામાં ઝૂરતા હતા! જૈનધર્મ અનુસાર સંસારત્યાગી એવા ઋષિઓને વળી સંતાનની

---

૧. માર્કન્ડેય ઋષિના માતા-પિતા.

ઝંખના કેવી?[1] પત્ની હોય, બાળકો હોય, બાળકો ન હોય તો બાળકને મેળવવાના તીવ્ર પ્રયત્નો હોય. આ બધું તો સામાન્ય માણસમાં પણ હોય છે. તો પછી ઋષિ અને સાધારણ માણસ (common man)માં ફરક શો?

૧૨. હિન્દુધર્મના મહાન અને શ્રેષ્ઠકક્ષાના ગણાયેલા ઋષિઓ પણ પોતાના બાળકના સંભવિત મૃત્યુથી એક પામર મનુષ્યની જેમ જ ગભરાતા હતા[2] અને પાછા તેઓ બીજાને મૃત્યુના ડરથી દૂર રહેવાનો ઉપદેશ પણ આપતા હતા! 'શંકરના વરદાનથી જન્મેલા' માર્કન્ડેય ઋષિએ પોતાના મૃત્યુને દૂર ઠેલવા શંકરની ઉપાસના કરી હતી! જૈનધર્મ મુજબ મૃત્યુનો ભય એ આર્તધ્યાન[3] છે. આર્તધ્યાન કરનાર સાધુને બહુ મોટું પ્રાયશ્ચિત્ત કરવું પડે છે.

૧૩. હિન્દુધર્મમાં રાજા ઈશ્વરનો અંશ હોય છે. જૈનધર્મમાં રાજા પણ એક સામાન્ય માનવ હોય છે.

૧૪. હિન્દુધર્મમાં ગાય એ માતા છે. જૈનધર્મને એ વાત સાથે સ્નાનસૂતકનો ય સંબંધ નથી.[4]

૧૫. હિન્દુધર્મ અનુસાર ગાયના પૂંછડામાં તેત્રીસ કરોડ દેવોનો વાસ હોય છે. જૈનધર્મ મુજબ વિષ્ટા વગેરે ગંદકી ખાતા પ્રાણીમાં એક પણ દેવનો વાસ હોતો નથી. જૈનધર્મ મુજબ ગાય પણ અન્ય ચોપગાં પ્રાણી જેવું જ એક

---

૧. આ માટે જુઓ માર્કન્ડેય ઋષિની કથા અને સાથોસાથ અત્રિ-અનસૂયાની કથા. આ ઋષિઓ 'આત્મકલ્યાણ માટે' નહીં પણ 'સંતાનપ્રાપ્તિ' માટે ભગવાનની ઉપાસના અને તપસ્યા કરે છે! અત્રિ ઋષિ તો બાળકની તીવ્ર ઝંખનાથી સો સો વરસ સુધી એક જ પગ ઉપર ઊભા રહીને તપસ્યા કરે છે! અને પાછા 'નિર્ગુણ પરબ્રહ્મને સમર્પિત' એવા બાળકની કામના કરે છે!

૨. સોળ વરસની વયે પોતાના બાળકનું મરણ થશે એવો ખ્યાલ હોવાથી મૃકંડ ઋષિ આર્તધ્યાન કરે છે : 'મારો પુત્ર મરી જશે તો એની મા એના મરણના આઘાતને કેવી રીતે જીરવી શકશે?' પોતાના પિતા પાસેથી આ વાતની ખબર પડવાથી ખુદ માર્કન્ડેય પણ તપસ્યા કરે છે અને લાંબા આયુષ્યનું વરદાન મેળવે છે!

૩. જૈનધર્મ અનુસાર આર્તધ્યાન એટલે તીવ્ર માનસિક સંતાપ અને ઉદ્વેગની અવસ્થા.

૪. ધર્મ, સંસ્કૃતિ અને રિવાજની ભેળસેળ કરનારાઓ માટે સ્પષ્ટીકરણ : ગાયની ઉપયોગિતા એક વાત છે અને તેની પૂજ્યતા બીજી વાત છે. આપણો મુદ્દો પૂજ્યતા પૂરતો છે.

પ્રાણી છે. એનો કોઈ ધાર્મિક વી. આઈ. પી. દબદબો નથી. (છતાં ગાયની રક્ષા માટે હિન્દુઓ કરતાં જૈનો લાખોગણાં દાન કરે છે એ જૈન સંસ્કૃતિની કરુણા અને ઉદારતાનો જ પ્રતાપ!)

૧૬. હિન્દુધર્મ અનુસાર અવગતે ગયેલો આત્મા અમુક વિધિઓ કરવાથી મોક્ષ પામે છે. જૈનધર્મમાં એવું બિલકુલ માનવામાં આવતું નથી. જૈનધર્મ આવી કોઈ પણ ક્રિયાને મિથ્યાત્વ કહે છે *(મિથ્યાત્વ એટલે ખોટી સમજણ).*

૧૭. હિન્દુધર્મમાં શ્રાદ્ધ છે. જૈનધર્મને શ્રાદ્ધની જરાય શ્રદ્ધા નહીં.

૧૮. હિન્દુધર્મ મુજબ પિતૃઓ નડી શકે છે. જૈનધર્મમાં હિન્દુ થિયરીવાળા પિતૃઓની કલ્પના ઉપર જ પાણી ફેરવી દેવામાં આવ્યું છે! મતલબ કે જૈન ધારણા મુજબ પિતૃઓનું અસ્તિત્વ જ અમાન્ય છે.

૧૯. હિન્દુધર્મ પાંચ મહાભૂતોમાં મક્કમતાથી માને છે. જૈનધર્મ પાંચ મહાભૂતોને મક્કમતાથી નકારી કાઢે છે!

૨૦. હિન્દુધર્મ વેદોમાંની હિંસાનું સમર્થન કરે છે. જૈનધર્મ વેદોની હિંસાને માન્ય રાખતું નથી.

૨૧. હિન્દુધર્મમાં શાપ આપનારા સાધુઓનું માહાત્મ્ય ગાવામાં આવ્યું છે. જૈનધર્મમાં શાપ આપનાર સાધુનું સાધુપણું રદબાતલ ગણાય છે!

૨૨. હિન્દુધર્મ વર્ણવ્યવસ્થામાં ઝનૂનથી માને છે. જૈનધર્મ વર્ણવ્યવસ્થાને ઝનૂનથી નકારી કાઢે છે.

૨૩. હિન્દુધર્મમાં શૂદ્રો (દલિતો) સંન્યાસી થઈ શકતા નથી. જૈનધર્મમાં મેતારજ મુનિ, હરિકેશી મુનિ વગેરે શૂદ્ર કુળમાંથી આવેલા અને સાધુ બનેલાઓને એટલા જ અહોભાવથી માનવામાં આવે છે જેટલા અહોભાવથી ઉચ્ચવર્ણમાંથી આવેલાને માનવામાં આવે છે.

૨૪. હિન્દુધર્મમાં રામ ભગવાન છે. જૈનધર્મમાં રામ અન્ય સારા રાજાઓ જેવા એક સારા રાજા છે.

૨૫. હિન્દુધર્મ અનુસાર રામ એકપત્નીધારી છે. જૈનધર્મ અનુસાર રામ બહુ-પત્નીધારી છે!

૨૬. હિન્દુધર્મની નજરે કૃષ્ણની સ્ત્રી સંબંધી પ્રવૃત્તિઓ એ 'પ્રભુની લીલા' છે. જૈનધર્મમાં એવી પ્રવૃત્તિને સંસારના પરિભ્રમણનું કારણ ગણ્યું છે.

૨૭. હિન્દુધર્મમાં કર્મની વ્યાખ્યા અને જૈનધર્મમાં કર્મની વ્યાખ્યામાં જમીન આસમાનનું અંતર છે.

૨૮. હિન્દુધર્મ મુજબ ભગવાન કૃષ્ણ અર્જુનને યુદ્ધ કરવા માટે પ્રોત્સાહિત કરે છે. જૈનધર્મ મુજબ ભગવાનને યુદ્ધ શબ્દ જ પ્રિય નથી. જૈનધર્મ યુદ્ધની પ્રેરણા આપનારને ભગવાન જ નથી માનતો! *(ચોખવટ : કર્તવ્ય બજાવવા માટે યુદ્ધ કરવું પડે તો પણ જૈનધર્મ તેને ધર્મયુદ્ધ નથી કહેતો. મેં અનેકવાર કહ્યું છે તેમ, સંસ્કૃતિ અને ધર્મ જુદાં છે તેમ કર્તવ્ય અને ધર્મ પણ જુદાં જ છે.)*

૨૯. હિન્દુધર્મમાં બકરાં, ઘોડા વગેરેને હોમવાથી સ્વર્ગ મળવાનું કહ્યું છે.[૧] જૈનધર્મમાં આમ કરવાથી તો નરક જ મળે એમ કહ્યું છે! પૂર્વ-પશ્ચિમ જેટલું વૈચારિક અંતર!

૩૦. હિન્દુધર્મ અનુસાર અશ્વમેધ કરનાર ચક્રવર્તી રાજા થાય છે, જૈનધર્મ અનુસાર એમ કરનાર મહાપાપનો ભાગીદાર થઈને દુર્ગતિ પામે છે.

૩૧. હિન્દુધર્મમાં બટાકા શક્કરીયાંની ધાર્મિક બોલબાલા છે. જૈનધર્મમાં તેનો પડછાયો પણ લેવાની ના કહી છે! *(અહીં સિદ્ધાન્ત અને માન્યતાની વાત છે. 'શું જૈનો પણ બટાકા નથી ખાતા?' એવું પૂછીને વખત ખરાબ કરવાનો મતલબ નથી. કોઈ જૈન બટાકા અને અન્ય કંદમૂળ કે ઈવન નૉનવેજ ખાય એ એની અંગત કચાશ છે અને એની એ ખાનારને પણ ખબર અને કબૂલાત હોય છે. એ વર્જિત ખોરાકને 'ધાર્મિક ટચ' નથી આપી શકતો.)*

૩૨. હિન્દુધર્મમાં રાત્રિભોજન એ પાપ નથી. જૈનધર્મમાં એ બહુ મોટું પાપ છે. *(અહીં પણ ઉપરવાળી ચોખવટ સમજી લેવી.)*

૩૩. હિન્દુધર્મમાં અપુત્રીયાની ગતિ નથી (अपुत्रस्य गतिर्नास्ति) એમ કહ્યું છે. જૈનધર્મમાં એવી માન્યતાને મિથ્યાત્વ માનેલ છે.

૩૪. હિન્દુધર્મમાં શંકરના લિંગની પૂજા છે. જૈનધર્મમાં આવું સ્વપ્નેય ન વિચારી શકાય! પૂજા તો દૂરની વાત, દર્શન પણ વર્જ્ય! મૂત્રાદિક અશુચિનું ઉત્સર્જન કરનાર અંગની વળી પૂજા કેવી! (નાહ્યા વગર હિન્દુ મંદિરમાં ન જઈ

---

૧. યજ્ઞમાં ધર્મના નામે બકરાં હોમવાનું કહેનાર હિન્દુધર્મ ઈસ્લામની બકરીઈદની આલોચના કેવી રીતે કરી શકે? કેમકે ઈસ્લામની બકરીઈદ પણ ધાર્મિક કારણોસર જ છે!

શકાય, તો નાહ્યા પછી પ્રજનન અવયવની પૂજા કેવી રીતે થઈ શકે?)

૩૫. હિન્દુધર્મ અનુસાર હિમાલય પર્વતમાં દેવતાઓનો વાસ છે. જૈનધર્મ અનુસાર એ બીજા પહાડો જેવો જ એક પહાડ છે!

૩૬. હિન્દુધર્મ અનુસાર રાવણને મારનાર રામ છે. જૈનધર્મ અનુસાર રાવણને મારવાનું કાર્ય લક્ષ્મણે કર્યું હતું.

૩૭. હિન્દુધર્મ અનુસાર રાવણ રાક્ષસ છે, જૈનધર્મ મુજબ તે પણ માણસ જેવો માણસ છે. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર, રાવણ નામનો માણસ પણ ભૂલને પાત્ર.

૩૮. હિન્દુધર્મ અનુસાર રાવણને દસ માથાં છે! જૈનધર્મ અનુસાર રાવણને એક જ માથું છે!

૩૯. હિન્દુધર્મ મુજબ નદીસ્નાન કરવાથી મોક્ષ મળે છે. જૈનધર્મમાં તે પાપકાર્ય ગણાય છે!

૪૦. હિન્દુધર્મ મુજબ ગંગા એ પવિત્ર નદી છે. જૈનધર્મ મુજબ ગંગા પણ બીજી નદીઓ જેવી જ નદી છે.

૪૧. હિન્દુધર્મ અનુસાર હોળી એ વિશિષ્ટ પર્વ છે. જૈનધર્મ અનુસાર હોળીની માન્યતા એ મિથ્યાત્વ છે! *(છતાં કોઈ જૈન હોળી-ઉત્સવમાં સામેલ થાય એ માત્ર સાંસ્કૃતિક અને મૈત્રીનાં કારણોસર, ધાર્મિક કારણોસર નહીં.)*

૪૨. હિન્દુધર્મમાં રક્ષાબંધન ધાર્મિક તહેવાર છે, જૈનધર્મમાં એને મિથ્યાત્વ કહ્યું છે! *(છતાં જૈન બહેનો રાખડી બાંધે એ માત્ર સાંસ્કૃતિક કારણોસર, ધાર્મિક કારણોસર નહીં.)*

૪૩. હિન્દુધર્મમાં માણસના મૃત્યુ માટે યમરાજ જવાબદાર છે. જૈનધર્મ એવી માન્યતાથી લાખો કિલોમિટર દૂર છે! યમરાજનો પાડો જૈનોને ઊંઘમાંય જોવા ન મળે!

૪૪. હિન્દુધર્મ અનુસાર ગાયનું પૂછડું પકડીને સ્વર્ગે જવાય, જૈનધર્મ અનુસાર એ ધારણા મિથ્યાત્વ!

૪૫. હિન્દુધર્મમાં ચિત્રગુપ્ત બધા આત્માઓના ચોપડા સંભાળે છે. જૈનધર્મમાં ચિત્રગુપ્તનું નામનિશાન નથી!

૪૬. હિન્દુધર્મમાં શ્રી કૃષ્ણ યુગે યુગે અવતાર લેવાના વાયદા કરે છે. જૈનધર્મમાં જેનો એકવાર મોક્ષ થઈ ગયો તેને ફરીવાર અવતાર લેવાનો રહેતો નથી.

૪૭. હિન્દુધર્મમાં ભગવાનની કૃપા, ભગવાનની ઇચ્છા, ભગવાનની મરજી વગેરે ધારણાઓ છે. જૈનધર્મ અનુસાર કૃપા, ઇચ્છા અને મરજી એ સંસારી માણસની માનસિકતા છે. જૈનધર્મ મુજબ ભગવાન કોઈ ઉપર કૃપા કરતો નથી, તેને કોઈ ઇચ્છા હોતી નથી, તેની કોઈ મરજી હોતી નથી.

૪૮. હિન્દુધર્મમાં ભગવાનની ઇચ્છા વગર પાંદડું પણ હાલતું નથી. જૈનધર્મ અનુસાર પવન હોય તો પાન હલે, ન હોય તો ન હલે!

૪૯. હિન્દુધર્મમાં બધું ભગવાનને આધીન છે. જૈનધર્મમાં બધું પોતાને આધીન છે. વ્યક્તિના જીવનમાં ભગવાનની કોઈ જ ભૂમિકા કે દખલ નહીં!

૫૦. હિન્દુધર્મમાં (હિન્દુઓના સમાજસુધારક રાજા રામમોહન રાય થયા તે પહેલાં) સંતાનવિહીન વિધવાને સતી થઈ જવા (મરી જવા એમ સમજવું) મજબૂર કરવામાં આવતી હતી. (સંતાન હોય તોય વિધવાને મરી જવું પડ્યું હોય એવા દાખલાઓ પણ મોટી સંખ્યામાં છે.) જૈનધર્મમાં સસંતાન કે નિઃસંતાન વિધવા ગૌરવ સાથે જીવી શકતી હતી, આજે પણ જીવી શકે છે.[૧]

૫૧. હિન્દુધર્મના (ગો-બ્રાહ્મણ-પ્રતિપાળ કહેવાતા) રાજાઓ બિનવારસનું ધન 'કાયદેસર' લૂંટી લેતા હતા અને (બ્રાહ્મણોએ લખેલો) કાયદો તેમને એવું કરવાનું સમર્થન આપતો હતો! જૈનધર્મના રાજાઓ બિનવારસને માનભેર જીવવાની વ્યવસ્થા કરી આપતા હતા. *(કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે ઉપદેશો આપીને આવા કેટલાયે અમાનુષી અને પ્રજાવિરોધી કાયદાઓ રદ કરાવ્યા*

---

૧. મનુસ્મૃતિના શ્લોક (૯/૩)નું આ ભાષાન્તર જુઓ : ''સ્ત્રીનું બાલ્યાવસ્થામાં પિતા પાલન કરે, યૌવનમાં પતિ અને વાર્ધક્યમાં પુત્રો પાલન કરે. સ્ત્રીને સ્વતંત્ર રહેવાનો અધિકાર નથી.'' હવે પ્રશ્ન એ થાય છે કે પિતા મરી જાય, પતિ મરી જાય, પુત્રો ન થાય કે મરી જાય તો વિધવા સ્ત્રી શું કરે? નેચરલી, 'સતી' થઈ જાય!
૧૯૮૭માં રાજસ્થાનમાં ૧૯ વરસની રૂપકંવરને પોતાના મૃત પતિ માનસિંઘની પાછળ સતી થવા મજબૂર થવું પડ્યું ત્યારનું પુરીના શંકરાચાર્યનું આ સ્ટેટમેન્ટ વિશ્વની ખ્યાતનામ સમાચાર સંસ્થા રોઈટર, ભારતના અગ્રણી અખબાર ટાઈમ્સ ઓફ ઇન્ડિયા અને અનેક નામાંકિત વર્તમાનપત્રોના રેકોર્ડ ઉપર છે : "SATI has to be performed according to Hinduism." શંકરાચાર્યે શબ્દો ચોર્યા વિના હિન્દુઈઝમનો હવાલો આપ્યો છે.

*હતા અને હિન્દુ પ્રજાના જીવનધોરણને ઊંચું લાવવામાં પોતાનું યોગદાન આપ્યું હતું.)*

૫૨. હિન્દુધર્મ એવું શીખવતો હતો કે હાથીના પગ નીચે કચડાઈને મરી જવું કબૂલ, પણ જિનમંદિર (જૈન દેરાસર)નો આશરો લઈને જીવવું તદ્દન નામંજૂર! हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जिनमन्दिरम्! *(જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય માનનારા લોકો જરા પોતાની બુદ્ધિથી વિચારો!)*

૫૩. હિન્દુધર્મના બ્રાહ્મણો અને જૈનધર્મના શ્રમણોને આજીવન વેરી માનવામાં આવતા હતા! સંસ્કૃતનું વ્યાકરણ લખનારા પૂર્વાચાર્યોએ સાપ-નોળિયો અને ઉંદર-બિલાડીના દાખલાની જેમ આજીવન વેર માટે શ્રમણ-બ્રાહ્મણના દાખલાઓ આપ્યા છે! જૈનધર્મ હિન્દુધર્મની શાખા હોય તો આવા દાખલા હોય ખરા? ધર્મમાં માથું મારવા ઈચ્છતા રાજકર્તાને ધર્મ અને ઈતિહાસ; બન્નેનું જ્ઞાન હોવું જોઈએ. બહુમતીની લાકડીએ કાયદા ઘસડી કાઢવાથી સારા શાસક ન બની શકાય!

૫૪. હિન્દુધર્મ અનુસાર સાચું બોલવાની આજ્ઞા છે (सत्यं वद). જૈનધર્મ અનુસાર એમ નથી. *(ચોંકી જતાં પહેલાં બરોબર વાંચજો કે)* જૈનધર્મમાં ખોટું ન બોલવું એવી આજ્ઞા છે (मुसावायाओ वेरमणं). આ બન્ને સિદ્ધાંતોની ભેદરેખા સમજવા માટે બહુ સૂક્ષ્મ વિચારશક્તિની જરૂર પડે એમ છે. અત્યારે માત્ર મુદ્દાઓ રજૂ કરવાની ગણતરી હોવાથી સૂક્ષ્મ વૈચારિક ચર્ચામાં આપણે નથી જતા.

૫૫. હિન્દુધર્મમાં રાંધણછઠ્ઠ અને શીતળાસાતમ એટલે મોટો તહેવાર. જૈનધર્મમાં રાંધણછઠ્ઠે રાંધેલું શીતળાસાતમે ખાવું તે મહાપાપ! જૈનધર્મ અનુસાર ધાર્મિક કે બિનધાર્મિક કારણોસર વાસી ભોજન ખાઈ શકાય જ નહીં! ખાય તો બહુ મોટું પ્રાયશ્ચિત્ત કરવું પડે! (૩૧મા મુદ્દા જેવી ચોખવટ અહીં પણ સમજી લેવી.)

૫૬. હિન્દુધર્મમાં સતયુગ, દ્વાપરયુગ, ત્રેતાયુગ, કળિયુગ વગેરે યુગોની ધારણા છે. જૈનધર્મમાં આ ધારણાઓનું નામનિશાન નથી.

૫૭. હિન્દુધર્મ અનુસાર શૂદ્ર (દલિત)ના કાનમાં વેદના શબ્દો ભૂલથીયે ન પડવા જોઈએ! જો પડી જાય તો તેનાં કાનમાં ઉકળતું તેલ રેડવામાં આવે. શૂદ્ર વેદનાં સૂક્તોનો ઉચ્ચાર કરે તો તેની જીભ કાપી નખાય અને જો તે વેદોને

કંઠસ્થ કરે તો તેના શરીરના ટુકડે ટુકડા કરી નખાય! જૈનધર્મ અનુસાર જ્ઞાનનો ઇજારો કોઈનો નહીં, જેનામાં શક્તિ હોય તે જ્ઞાન મેળવે, ન હોય તે ન મેળવે. મેધા હોય તો શૂદ્ર પણ જ્ઞાની બને, ન હોય તો જૈન પણ અજ્ઞાની રહે. ધર્મસૂત્રના શ્રવણથી પાવન થવાય કે ગુનેગાર થવાય? કોઈને મારી નાખવાની આજ્ઞા તો માનવતા સામેનો ઘોર અપરાધ જ![1]

૫૮. હિન્દુધર્મ અનુસાર બ્રાહ્મણ ઉપર રાજા કરવેરા ન લગાડે અને ઉપરથી એનું પોષણ રાજા કરે! જૈનધર્માનુયાયી રાજા જૈનો ઉપર કરવેરા ન લાદે એવી કોઈ વિશેષ જોગવાઈ નહીં! કરપાત્ર હોય તે બધા ઉપર લાગે જ.

૫૯. હિન્દુધર્મની કથા મુજબ પાંડવો હિમાલયમાં શરીર ગાળવા ગયા હતા. જૈનધર્મની કથા મુજબ પાંડવો શત્રુંજય (**શે**ત્રુંજય નહીં) પર્વત (સૌરાષ્ટ્રમાં પાલિતાણા પાસે આવેલું સૌથી મોટું જૈન તીર્થ) ઉપર મોક્ષે ગયા હતા!

૬૦. હિન્દુધર્મ અનુસાર અગ્નિ, વાયુ અને જળ એ દેવતા છે. જૈનધર્મ અનુસાર તે માત્ર આગ, પવન અને પાણી છે (મતલબ કે એમાં દેવત્વ નથી).

૬૧. હિન્દુધર્મ અનુસાર આપણા દેશનું નામ દુષ્યન્ત-શકુંતલાના પુત્ર ભરત ઉપર આધારિત છે, જૈનધર્મ અનુસાર આપણા દેશનું નામ પહેલા તીર્થંકર ઋષભદેવના પુત્ર ભરત ચક્રવર્તી ઉપર આધારિત છે! *(ઐતિહાસિક તથ્યોની દૃષ્ટિએ જોઈએ તો દુષ્યન્તપુત્ર ભરતના જન્મ વખતે આ દેશનું ભારત નામ અસ્તિત્વમાં હતું જ.)*

૬૨. હિન્દુધર્મમાં મરણાસન્ન વ્યક્તિના મુખમાં ગંગાજળ મૂકવાનો રિવાજ છે. જૈનધર્મ અનુસાર આ મિથ્યાત્વ છે!

૬૩. હિન્દુધર્મમાં સંન્યાસીના મૃતદેહને અગ્નિદાહ નથી અપાતો, તેને સમાધિ અપાય છે. જૈનધર્મમાં સાધુના મૃતદેહને અગ્નિદાહ અપાય છે. બહુ મોટો માન્યતાભેદ.

૬૪. હિન્દુધર્મમાં સંન્યાસી મરી જાય તેની માટે 'દેવ થયા, બ્રહ્મલીન થયા' વગેરે પરિભાષાઓ છે. જૈનધર્મમાં એ માટે 'કાળધર્મ પામ્યા, નિર્વાણ પામ્યા' વગેરે પરિભાષાઓ છે.

---

**૧.** આનાથી પૂરવાર થાય છે કે *'હિંસયા દૂયતે ઈતિ હિન્દુઃ'* એ વ્યાખ્યા સદંતર કાલ્પનિક છે. જુઓ પૃષ્ઠ ૨૬ ઉપરનું ટિપ્પણ અને તેનો સંદર્ભ.

૬૫. હિન્દુધર્મમાં મૃતાત્માનો અંતિમ સંસ્કાર થઈ ગયા પછી તેના નશ્વર દેહને 'પંચમહાભૂતમાં વિલીન થયેલો' માનવામાં આવે છે, જૈનધર્મમાં તેમ માનવામાં આવતું નથી. જૈનધર્મમાં પંચમહાભૂતની ધારણાને જ કોઈ સ્થાન નથી!

૬૬. હિન્દુધર્મમાં સંતાન વિનાના લોકો નિયોગપદ્ધતિથી[૧] સંતાન મેળવતા હતા. જૈનધર્મમાં ત્રણ કાળમાંય આ થિયરી ચાલી શકે નહીં! જૈનધર્મ અનુસાર તો આ તદ્દન અસામાજિક, અનૈતિક, અધાર્મિક વર્તણૂક! ખરેખર તો ધર્મના ઓઠા હેઠળનો ખુલ્લો વ્યભિચાર જ![૨]

૬૭. હિન્દુધર્મમાં પુંસવન સંસ્કાર[૩] છે. જૈનધર્મમાં આવો કોઈ સંસ્કાર નથી.

૬૮. હિન્દુધર્મ અનુસાર, ઈન્દ્ર, ઉગ્ર તપ કરનારા ઋષિઓના તપોભંગ માટે અપ્સરાઓને મોકલે છે અને ઋષિઓનો તપોભંગ કરીને તેમને ભોગવિલાસમાં ફસાવી દઈને ચારિત્રભ્રષ્ટ કરે છે! (ઉદા. વિશ્વામિત્ર-મેનકા) બીજી તરફ વેદોમાં ઈન્દ્રની પ્રશંસાનાં પાર વિનાનાં સૂત્રો છે! જૈનધર્મ અનુસાર તો ઈન્દ્ર કદી ઋષિ-મુનિઓનાં તપોભંગ કરે જ નહીં. કદાચ અન્ય કોઈ દેવે ઋષિ-મુનિનો તપોભંગ કર્યો હોય તો ઈન્દ્ર તેને કઠોરમાં કઠોર શિક્ષા કરે અને આવા દેવની પ્રશંસા માટે જૈન ગ્રન્થો એક અક્ષરનોય બગાડ ન કરે.[૪]

૬૯. હિન્દુધર્મમાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની ધારણા છે. જૈનધર્મમાં આ ગુણોની ધારણા નથી.

૭૦. હિન્દુધર્મમાં ધ્યાનની વ્યાખ્યા અને જૈનધર્મમાં ધ્યાનની વ્યાખ્યામાં જમીન આસમાનનું અંતર છે.

---

૧. 'નિયોગ' એટલે પતિ સિવાયના પુરુષ દ્વારા – પરપુરુષ દ્વારા – સંતાનપ્રાપ્તિ.

૨. હિન્દુઓમાં હિંસાની જેમ જ આ પદ્ધતિ પણ જૈનધર્મના પ્રભાવ નીચે જ બંધ થઈ છે.

૩. ગર્ભાધાનના ત્રીજા મહિને પુંસવન સંસ્કાર થાય છે. અથર્વવેદ (૬/૧૧/૩)માં કહ્યું છે કે ''હે ભગવાન તેં આ ગર્ભ આપ્યો છે તો તું આ ગર્ભમાંથી 'પુત્રસંતાન' જ ઉત્પન્ન કરજે.'' હિન્દુ સિવાયના ધર્મોમાં ગર્ભવતી સ્ત્રીનો ખોળો ભરવાનો રિવાજ છે તે પુંસવન સંસ્કાર નથી. પુંસવન સંસ્કારમાં તો માત્ર પુત્રની માગણી હોય છે.

૪. સામાન્ય લોકવ્યવહારમાં પણ કોઈ માણસ પોતાની બહેન-દીકરીને ભ્રષ્ટ કરનારનાં વખાણ નથી જ કરતો, ઉપરથી તેને – પોતાની શક્તિ અનુસાર – બરાબરનો પાઠ ભણાવતો હોય છે. પછી ઋષિ-મુનિના તપોભંગ કરનારની તો વાત જ ક્યાં!

૭૧. હિન્દુધર્મ અનુસાર આત્માના ચોરાશી લાખ અવતાર હોય છે. જૈનધર્મ અનુસાર જન્મ-જન્માંતરની કોઈ નિશ્ચિત સંખ્યા નથી. એક[1] જન્મ પણ હોય અને અનંતા જન્મો પણ હોય. જેવો આત્માનો પુરુષાર્થ.

૭૨. હિન્દુધર્મ અનુસાર સેંકડો ધાર્મિક નિયમો અને માન્યતાઓ એવાં છે, જેને જૈનધર્મમાં રીતસર પાપ અને મિથ્યાત્વ ગણવામાં આવે છે! એથી વિપરીત જૈનધર્મની એવી અસંખ્ય બાબતો છે જેની હિન્દુધર્મમાં હાંસી ઉડાવવામાં આવી છે! આથી આપોઆપ એ ફલિત થઈ જાય છે કે જૈનધર્મ અને હિન્દુધર્મનાં મૂળ સદંતર જુદાં છે. એટલું જ નહીં બન્નેનાં જૂનાં પુસ્તકોમાં બન્નેના અગણિત સિદ્ધાન્તોનો શક્ય એટલો વધુ 'કચકચાવીને' વિરોધ પણ કરવામાં આવ્યો છે.

## ઉપસંહાર

આમ છતાં બન્ને વચ્ચે અત્યારે જે થોડીક બાબતોમાં સામ્ય દેખાય છે તે માત્ર સદીઓના સહવાસ અને સામાજિક શિષ્ટાચાર ઉપરાંત સાંસ્કૃતિક કારણોસર છે.[2] આવાં સામ્યો તો હિન્દુ-મુસ્લિમો વચ્ચે, હિન્દુ-પારસીઓ વચ્ચે, હિન્દુ-બૌદ્ધો વચ્ચે પણ મળી આવે. શું એટલા માત્રથી મુસ્લિમો, પારસીઓ કે બૌદ્ધો હિન્દુધર્મના ફાંટા ગણાઈ જાય?

હિન્દુધર્મ અને જૈનધર્મની ભાષા જુદી છે, પરિભાષા જુદી છે, સંસ્કાર જુદા છે, રિવાજ જુદા છે, ઈતિહાસ જુદો છે, ધારણાઓ જુદી છે, માન્યતાઓ જુદી છે, કથાઓ જુદી છે, પરંપરાઓ જુદી છે, રૂઢિઓ જુદી છે, ઉપાસનાપદ્ધતિ જુદી છે, સાધનાપદ્ધતિ જુદી છે, સિદ્ધાન્તો જુદા છે, ગ્રન્થો જુદા છે.

---

૧. જૈનધર્મમાં 'એક જન્મ'નો અર્થ હિન્દુ થિયરી કરતાં અલગ છે. જૈનધર્મ અનુસાર સમ્યગ્ દર્શન પામે તે ભવને પહેલો ભવ ગણવાની પ્રથા છે, પણ એ પહેલાં ભવ, જન્મ કે અવતાર નહોતાં એમ નહીં. એ પહેલાંના ભવો, જન્મો કે અવતારો નિરર્થક હોવાથી તેને જૈન થિયરી મુજબ ગણતરીમાં લેવાતા નથી. સમ્યગ્દર્શન પામ્યા પહેલાંના ભવોને ગણતરીમાં લેવાના હોય તો એ સંખ્યા તો 'અનંત' થાય!

૨. આ વાટકીવ્યવહાર જેવી બાબત છે. વૈષ્ણવ અને પટેલ પાડોસી વચ્ચે વાટકીવ્યવહાર હોય તો વૈષ્ણવ પટેલ થઈ ગયો ન કહેવાય અને પટેલ વૈષ્ણવ થઈ ગયો ન કહેવાય.

નીચે થોડા નમૂનારૂપ શબ્દો આપ્યા છે. આનાથી જૈન અને હિન્દુધર્મની સ્વતંત્ર પરિભાષાનો ખ્યાલ આવશે :

સામાયિક, પ્રતિક્રમણ, ચોવિહાર, તિવિહાર, નવકારસી, વિરાધના, આલોચના, અતિચાર, સમિતિ, ગુપ્તિ, સંલેખના, કષાય, નોકષાય, મિથ્યાત્વ, સમ્યક્ત્વ, રત્નત્રયી, તત્ત્વત્રયી, દેશના, સમવસરણ, વૈયાવચ્ચ, શ્રમણ, નિર્ગ્રંથ, માસખમણ (માસક્ષમણ), અઠ્ઠાઈ, અઠ્ઠમ, ચૈત્યપરિપાટી, પર્યુષણ, કલ્યાણક, નિર્જરા, સંવર, આશ્રવ, બંધ, સાગરોપમ, પલ્યોપમ, કેવળજ્ઞાન, કેવળદર્શન, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, શાતાવેદનીય, અશાતાવેદનીય, કાળધર્મ, પાંચ સમવાયકારણ, પંચાચાર, પંચાસ્તિકાય, સંઘ, સંઘપૂજન, સાધર્મિકવાત્સલ્ય, પ્રભાવના વગેરે.

ઉક્ત શબ્દોનું હિન્દુ સાહિત્ય (વેદો, ઉપનિષદો વગેરે પૂર્વોક્ત બધું સાહિત્ય આવી ગયું)માં નામનિશાન નથી.

એથી વિપરીત જન્માષ્ટમી, હોળી, હિંડોળો, લીલા, વૈકુંઠ, વૈકુંઠવાસ, ગોલોક, ગોલોકવાસ, કૈલાસવાસ, બ્રહ્મલીન, અવિદ્યા, હઠયોગ, કલિ, કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય, વગેરે હિન્દુધર્મ સાથે સંકળાયેલા શબ્દોનું જૈનધર્મમાં નામનિશાન નથી. હિન્દુધર્મની છાયામાં ઉદ્‌ભવેલા સંપ્રદાયોના ધાર્મિક શબ્દો અને જૈનધર્મની છાયામાં ઉદ્‌ભવેલા સંપ્રદાયોના ધાર્મિક શબ્દોનો અભ્યાસ કરવાથી પણ બન્ને ધર્મોની સ્વતંત્રતાનો ખ્યાલ આવી શકે તેમ છે.

હિન્દુધર્મ અને જૈનધર્મમાં કેટલાક સમાન શબ્દો છે ખરા, પણ, તેના અર્થઘટન અને તેની વ્યાખ્યાઓમાં બન્ને ધર્મો વચ્ચે પૂર્વ-પશ્ચિમ જેટલું અંતર છે. એવા શબ્દોમાં આત્મા, ભગવાન, ઈશ્વર, પરલોક, પુનર્જન્મ, પુણ્ય, પાપ, જગત, અવતાર, સાધુ, આરાધના, ઉપવાસ, માયા, સમાધિ, વર્ણ વગેરે શબ્દોની સાથે ખુદ ‘ધર્મ’ શબ્દનો પણ સમાવેશ થઈ જાય છે!

ગુજરાતના મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીની સરકારે 'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬' દ્વારા જૈનધર્મને હિન્દુધર્મના સંપ્રદાય તરીકે ઘોષિત કરી દઈને વિશ્વભરમાં ફેલાયેલા લાખો જૈનોને ભારે આંચકો અને આઘાત આપ્યા. આ કાયદામાં જૈનધર્મની કરાયેલી નવી વ્યાખ્યાની વિરુદ્ધમાં પૂજ્ય મુનિ શ્રી મિત્રાનંદસાગરજીની તીવ્ર પ્રતિક્રિયા તા. ૨૧ સપ્ટેમ્બર, ૨૦૦૬નાં મોટાભાગનાં વર્તમાનપત્રોમાં છપાઈ છે. જુદાં જુદાં વર્તમાનપત્રોમાંથી સંકલિત કરીને એ પ્રતિક્રિયા અહીં આપી છે.

# મુનિ શ્રી મિત્રાનંદસાગરજી મહારાજ ધર્મસ્વાતન્ત્ર્યના કાયદાની કેટલીક વાંધાજનક વ્યાખ્યાઓને અદાલતમાં પડકારશે

તાજેતરમાં ગુજરાતની વિધાનસભાએ પસાર કરેલા અને જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય ગણાવતા બિલ અંગે મુનિ શ્રી મિત્રાનંદસાગરજી મહારાજે એક નિવેદનમાં જણાવ્યું છે કે જૈનધર્મ એ સ્વતંત્ર ધર્મ છે. હિન્દુ શબ્દ લોકવ્યવહારમાં આવ્યો તે પહેલાં પણ જૈનધર્મ અસ્તિત્વમાં હતો એનાં હજારો પ્રમાણો ઉપલબ્ધ છે.

'જૈનધર્મ હિન્દુધર્મનો અવાન્તર સંપ્રદાય છે' એવો ફતવો કાયદાના નામે બહાર પાડવાનો ધર્મના મામલે અજ્ઞાની એવા રાજકારણીઓને કોઈ અધિકાર નથી. આ કાયદો આપણા દેશના બંધારણની ભાવનાનું પણ ઉલ્લંઘન કરે છે. બંધારણમાં જૈનધર્મને હિન્દુધર્મથી અલગ અને સ્વતંત્ર ગણેલો છે.

જે રીતે સ્વામીનારાયણ, વૈષ્ણવ, શૈવ, સ્વાધ્યાય પરિવાર વગેરે સંપ્રદાયો હિન્દુધર્મના સંપ્રદાયો છે એ અર્થમાં જૈનધર્મ હિન્દુધર્મનો સંપ્રદાય નથી કે તે હિન્દુધર્મની શાખા પણ નથી. ઉક્ત સંપ્રદાયો હિન્દુધર્મની છાયામાં ઉદ્‌ભવ્યા છે જ્યારે જૈનધર્મના ઉદ્‌ભવ અને વિકાસને હિન્દુધર્મ સાથે દૂરનો પણ સંબંધ નથી.

વસ્તુસ્થિતિને નહીં સમજનારા લોકો ધર્મ અને સંસ્કૃતિની ભેળસેળ કરી

નાખે છે. એમાંથી બિનજરૂરી વિવાદો ઊભા થાય છે. હિન્દુ સંસ્કૃતિ અને હિન્દુધર્મ એ બન્ને અલગ બાબતો છે.

મુનિશ્રીએ કહ્યું હતું કે તેમણે કાયદાની નકલ મંગાવી છે અને તેનો અભ્યાસ કરીને તેઓ ટૂંક સમયમાં જ આ કાયદાની કેટલીક વ્યાખ્યાઓને અદાલતમાં પડકારશે.

સત્તાધારી પક્ષ સાથે સંકળાયેલા જૈન ધારાસભ્યોના આ કાયદાના વલણ અંગે મુનિશ્રીએ આશ્ચર્ય અને નારાજગી વ્યક્ત કર્યાં હતાં.

## શું જૈનધર્મ એ હિન્દુધર્મની શાખા કે સંપ્રદાય છે? કેટલીક ખુલ્લા દિલે વિચારવા જેવી બાબતો

જૈનધર્મ એ હિન્દુધર્મનો સંપ્રદાય નથી કે તે હિન્દુધર્મની કોઈ શાખા પણ નથી. જૈનધર્મ અને હિન્દુધર્મની માન્યતાઓમાં આકાશપાતાળનું અંતર છે.

આર્યાવર્તમાં હિન્દુ શબ્દનો ઉદ્‌ભવ થયો તે પહેલાંથી જૈનધર્મ અસ્તિત્વમાં હતો, માટે જ જૂના હિન્દુ ગ્રન્થોમાં જૈન શબ્દનો ઉલ્લેખ મળે છે પણ જૈનોના પિસ્તાલીસ આગમો - જે વિવરણો સાથે અંદાજે ૧૧ લાખ શ્લોક પ્રમાણ છે - તેમાં હિન્દુ શબ્દનો ઉલ્લેખ એક પણ વખત આવ્યો નથી.

આજે જેને આપણે હિન્દુધર્મ કહીએ કહીએ છીએ તેની ખરી વ્યાખ્યા શું છે તે આજ સુધી નક્કી થઈ શક્યું નથી. જ્યારે જૈનધર્મની વ્યાખ્યા છેલ્લાં છવ્વીસસો વર્ષથી દુનિયાના બધા વિદ્વાનોને ખબર છે. હિન્દુધર્મનો વિકાસ સિન્ધુ સંસ્કૃતિ ઉપર આધારિત છે જ્યારે જૈનધર્મનો વિકાસ જિન એટલે કે તીર્થંકરોએ પ્રબોધેલી થિયરીઓ ઉપર આધારિત છે.

સુપ્રિમ કોર્ટે એક ચુકાદામાં સ્પષ્ટ કર્યું છે કે હિન્દુ શબ્દ તે નામની એક જીવનશૈલીનું પ્રતિનિધિત્વ કરે છે, પણ તે નામના કોઈ ધર્મનું પ્રતિનિધિત્વ કરતો નથી. હકીકતે વર્તમાન યુગમાં હિન્દુ તરીકે ઓળખાતો ધર્મ વૈદિક પરંપરામાંથી ઊતરી આવ્યો છે. જ્યારે જૈનધર્મનાં મૂળ વેદોમાં શોધ્યાં ય જડતાં નથી. વેદોમાં હિંસાનું ખુલ્લું સમર્થન છે, જૈનધર્મમાં હિંસાની કલ્પના પણ કરી શકાતી નથી.

આજના હિન્દુધર્મે સ્વીકારેલી અહિંસા માત્ર અને માત્ર જૈનધર્મના વ્યાપક પ્રભાવને આભારી છે. વિક્રમના બારમા સૈકા સુધી ગુજરાતનાં હિન્દુ મંદિરોમાં ધર્મના નામે પશુઓનાં બલિદાન આપવામાં આવતાં હતા. પરંતુ ગુજરાતના સપૂત

સર્વદેશીય વિદ્વાન કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યના પ્રભાવે ગુજરાતનાં હિન્દુ મંદિરોમાં પણ હિંસા બંધ કરવામાં આવી હતી. મતલબ કે હિન્દુઓએ અહિંસાનો ધર્મ તરીકે સ્વીકાર કર્યો તે જૈનધર્મને જ આભારી છે.

અમદાવાદના ભદ્રકાળી મંદિરમાં હજી હમણાં પચાસ વરસ પહેલાં સુધી દર દશેરાએ પાડાઓનો બલિ ચઢાવવામાં આવતો હતો. આ પ્રવૃત્તિ પણ જૈનાચાર્યોએ કરેલાં આંદોલનોથી જ બંધ પડી શકી હતી.

'હિંસયા દૂયતે ઈતિ હિન્દુઃ' મતલબ કે જે હિંસાથી દુભાય છે તે હિન્દુ છે એવી વ્યાખ્યા વિક્રમના પંદરમા સૈકા પછીની પેદાશ છે. એ પૂર્વેના હિન્દુ સાહિત્યમાં આવી કોઈ વ્યાખ્યા ઉપલબ્ધ નથી. આ વ્યાખ્યા ભારતમાં જૈનધર્મનો પ્રભાવ વિસ્તર્યો તે પછીની છે અને આ વ્યાખ્યા સદંતર કાલ્પનિક છે.[૧] હિંસાનું ખુલ્લું સમર્થન કરનારા વેદોના આધારે જ સ્પષ્ટ થઈ જાય છે કે હિન્દુને અને અહિંસાને પૂર્વકાળમાં કોઈ સંબંધ હતો જ નહીં.

પ્રાચીન ભારતને આર્યાવર્ત કહેતા હતા, જેમાં આજનું અફઘાનિસ્તાન અને બર્મા પણ સમાઈ જતાં હતાં. આર્યાવર્તને હિન્દુસ્તાન કહેવાનું એટલા માટે ચાલુ કરવામાં આવ્યું હતું કે પરદેશથી આવેલા આક્રમક શાસકોને 'આર્ય' શબ્દ સાંભળીને સૂગ ચડતી હતી, કારણ કે આક્રમકોને આર્યાવર્તની પ્રજા 'અનાર્ય' એટલે કે 'મ્લેચ્છ' કહેતી હતી.

માત્ર ધર્મ અને ઈતિહાસના નક્કર અભ્યાસ વિનાના કેટલાક સરકારી સંતો જ – જેમાં કેટલાક જૈન મુનિઓ પણ આવી ગયા – તેઓ જ જૈનધર્મને હિન્દુધર્મની શાખા માને છે અને આવા સરકારી સંતો પોતાના સ્વાર્થ ખાતર કહેવાતી ધર્મપ્રેમી સરકારના વડાઓ સાથે 'હા જી હા' કર્યા કરતા હોય છે. થોડીક ક્ષણોની વાહવાહ માટે ધર્મના નક્કર સિદ્ધાન્તો સાથે છેડછાડ કરનારા લોકો – પછી ભલે તેઓ જૈન મુનિ પણ કેમ ન હોય – લાંબા ગાળાનાં નુકસાનો વહોરે છે.

જૈનધર્મ અને હિન્દુધર્મને એક ગણનારા ભોળા માણસો હકીકતે સંસ્કૃતિ અને ધર્મની ભેળસેળ કરી નાખે છે અને મૂળ મુદ્દાને ચાતરી જઈને બિનજરૂરી

---

૧. જુઓ આ જ પુસ્તિકામાં 'હિન્દુધર્મ અને જૈનધર્મના તફાવતો' શીર્ષકવાળા લખાણમાં ૫૭મો મુદ્દો અને તેનું ૨૦મા પૃષ્ઠ ઉપરનું ટિપ્પણ.

ગૂંચવાડા અને વિવાદો ઊભા કરે છે. તેઓ ધર્મની ચર્ચા કરતાં કરતાં સંસ્કૃતિની વાતો કરવા લાગે છે. હકીકતે ધર્મ અને સંસ્કૃતિ બન્ને જુદી જ બાબતો છે. હિન્દીભાષી પ્રજા જેમ સંસ્કૃતિ અને સભ્યતાના તફાવતને સમજ્યા વિના એક લાકડીએ હાંકે છે તેવી જ ભૂલ ગુજરાતી પ્રજા ધર્મ અને સંસ્કૃતિની બાબતમાં કરે છે.

સભ્યતા, સંસ્કૃતિ અને ધર્મ એ ત્રણે બાબતો હકીકતે એકબીજાથી ભિન્ન છે.

ઉદાહરણ તરીકે પૂજા અને પ્રાર્થના એ ધર્મ હોય તો પૂજા કે પ્રાર્થના કરવાની પદ્ધતિ એ સંસ્કૃતિ છે અને કોઈને નડ્યા વિના પૂજા કે પ્રાર્થના કરવી એ સભ્યતા છે!

સંસ્કૃતિ એ હકીકતમાં વર્ષોના રિવાજો અને રૂઢિઓનું પોટલું હોય છે. સંસ્કૃતિ પોતે કોઈ એક ધર્મ નથી. જેમ કે ગુજરાતી બહેનો આખું શરીર વીંટળાય એવી રીતે સાડી પહેરે છે. જ્યારે રાજસ્થાની બહેનો સાડી એવી રીતે પહેરે છે કે જેમાં આખું શરીર આવરી લેવામાં આવતું નથી. હવે આને ધર્મ સાથે કોઈ લેવાદેવા હોતી નથી. આ રિવાજનો મામલો છે, જે જતે દિવસે રૂઢ થઈ જવાથી સંસ્કૃતિ બની જાય છે.

જૈનો અને હિન્દુઓના રિવાજોની સમાનતા હોય એ સંસ્કૃતિને આભારી છે પણ માન્યતાના તફાવતો હોય એ ધર્મને આભારી છે. જૈનો અને હિન્દુઓ અરસપરસના વ્યવહારોમાં ખભેખભા મિલાવીને ઊભા રહે એ સંસ્કૃતિ છે પરંતુ એક જૈન ઉપવાસ કરે અને એક હિન્દુ ઉપવાસ કરે ત્યારે બન્નેના ઉપવાસમાં આકાશપાતળનું અંતર હોય છે.

સ્વામીનારાયણ, વૈષ્ણવ, શૈવ, સ્વાધ્યાયી, વેદાન્તી, બ્રાહ્મણ, રામાનન્દી વગેરેનો ઉપવાસ એક સરખો હોય છે કારણ કે તે બધા હિન્દુ સંપ્રદાય છે અને એમનું મૂળ એક જ છે! જૈન ઉપવાસ આ બધામાં જુદો પડે છે, કારણ કે તેનું મૂળ એક નથી. હિન્દુ અને જૈનધર્મમાં ઉપવાસની વ્યાખ્યા એકસરખી નથી. આ સાંસ્કૃતિક તફાવત નથી પણ ધાર્મિક તફાવત છે.

સરેરાશ હિન્દુ જેને ભગવાન કહે છે તેને જૈનધર્મ પ્રભાવશાળી મહાપુરુષ ગણે છે. ઉદાહરણ તરીકે વિષ્ણુ અને મહાદેવનો દરજ્જો હિન્દુધર્મમાં ભગવાનનો છે જ્યારે જૈનધર્મ તેમને ભગવાન નહીં પણ એક વિશિષ્ટ વ્યક્તિ તરીકે સ્વીકારે છે. રામ હિન્દુઓ માટે ભગવાન છે, જૈનો માટે તેઓ એક આદર્શ રાજા છે!

હિન્દુ મંદિરોમાં રામ, કૃષ્ણ અને શિવની મૂર્તિઓ હોય છે. જૈન દેરાસરોમાં આ ત્રણમાંથી એકેની મૂર્તિ હોતી નથી.

સ્વામીનારાયણના મંદિરમાં કૃષ્ણની મૂર્તિ હોઈ શકે, શિવમંદિરમાં પણ હોઈ શકે, રામમંદિરમાં પણ હોઈ શકે અને બ્રહ્માના મંદિરમાં પણ હોઈ શકે. કેમકે તેમનો બેઝિક સંપ્રદાય એક છે અને તેમના ભગવાન એક છે. જો જૈનધર્મ હિન્દુધર્મનો સંપ્રદાય કે શાખા હોય તો ભારતભરમાં ફેલાયેલા હજારો દેરાસરોમાંથી એકાદમાં તો રામ, કૃષ્ણ કે શિવની મૂર્તિ હોવી જોઈએ ને!

હિન્દુઓના દરેક સંપ્રદાયમાં રામ, કૃષ્ણ અને મહાદેવની સ્તુતિઓ, સ્તવનો અને તેમનાં ગુણગાન ગાતી પ્રાર્થનાઓ છે. જૈનોમાં કેમ નથી? સ્વાભાવિક રીતે જ સ્વતંત્ર ધર્મ હોવાના કારણે! જો જૈનધર્મ હિન્દુધર્મની શાખા હોય તો તેમાં રામ, કૃષ્ણ અને મહાદેવની સ્તુતિઓ હોવી જ જોઈએ. એનાથી વિપરીત હિન્દુધર્મમાં કેમ પાર્શ્વનાથ, મહાવીરસ્વામી કે ઋષભદેવની સ્તવનાઓ નથી? કેમ તેમનાં મંદિરોમાં પાર્શ્વનાથ, મહાવીરસ્વામી કે ઋષભદેવની પ્રતિમાઓ નથી હોતી? નેચરલી એ બધા તેમના ધર્મ મુજબના ભગવાન નથી માટે જ!

જો જૈનધર્મ હિન્દુધર્મની શાખા હોય તો બદ્રીકેદારમાં જૈન દેરાસર બનતું અટકાવવા વી. એચ. પી. સહિતનાં હિન્દુ સંગઠનોએ ગુંડાઓને છાજે એવાં તોફાનો કેમ કર્યાં? તેમના ધર્મગુરુઓ કોર્ટ સુધી શા માટે લાંબા થયા? ચમોલી કોર્ટે બદ્રીકેદારમાં જૈનો ખુશીથી દેરાસર બાંધી શકે છે એવો ચુકાદો આપવા છતાં કેમ હિન્દુ સંગઠનો ઉપલી કોર્ટમાં ગયાં?

કેટલાક જૈન મુનિઓ જેમની વાહવાહ કરતાં થાકતા નથી એવા વી. એચ. પી. ના પ્રવીણ તોગડીયાના એ નિવેદનને કોઈ હિન્દુના બચ્ચાએ કેમ ઝાટકી ન નાખ્યું કે 'બદ્રીકેદારમાં દેરાસર બનવાથી ત્યાંની પવિત્રતાનો નાશ થશે?' બદ્રીકેદારમાં તીર્થંકરનું દેરાસર બનવાથી જો એ સ્થાનની પવિત્રતાનો નાશ થવાનો હોય તો એનો અર્થ એ થયો કે તીર્થંકરો પવિત્ર નથી. તો તેવા ''અપવિત્ર ભગવાનો''નો અનુયાયી જૈનધર્મ હિન્દુધર્મનો સંપ્રદાય કેવી રીતે હોઈ શકે?

શંકરાચાર્યે કહ્યું હતું કે હિન્દુ જન્મસે પૈદા હોતા હૈ, ઉસે બનાયા નહીં જા સકતા... જૈનધર્મ તો કહે છે કે કોઈ ભી વ્યક્તિ જૈન હો સકતા હૈ!

એક પટેલ, બ્રાહ્મણ, વૈષ્ણવ, ક્ષત્રિય, રબારી દીક્ષા લઈને જૈનધર્મનું સર્વોચ્ચ એવું આચાર્યપદ પ્રાપ્ત કરી શકે છે. શું કોઈ જૈન કદી શંકરાચાર્ય બની શકે?[૧]

હિન્દુધર્મમાં એકના એક ભગવાન વારંવાર અવતાર લે છે, જૈનધર્મમાં એક ભગવાન બીજીવાર અવતાર લેતા નથી. જૈનધર્મમાં તો અવતારની જ કલ્પના નથી!

અહીં લખેલી વિગતો સામાન્ય માણસને નજર સામે રાખીને લખી છે. વિદ્વાન, ભણેલા, ગણેલા અને છએ દર્શનના ઊંડા અભ્યાસી એવા લોકોને હિન્દુધર્મ અને જૈનધર્મના તફાવત અંગે જાહેરમાં ચર્ચા કરવી હોય તો મારા તરફથી ખુલ્લું આમંત્રણ છે.[૨]

જૈનધર્મ એ હિન્દુધર્મની શાખા કે સંપ્રદાય નથી તે પૂરવાર કરવા માટે હિન્દુ અને જૈન ગ્રન્થોમાં હજારો પાનાં જેટલી સામગ્રી ઉપલબ્ધ છે.

---

૧. જુઓ આ કાળમાં પણ હિન્દુધર્મી કોમોમાંથી જૈન દીક્ષા લઈને જૈનધર્મના ટોચના ગણાતા આચાર્યપદ ઉપર પહોંચનારાં આ થોડાં નામો : શ્રીમદ્ વિજય શાન્તિસૂરિજી મ. (રબારી), શ્રીમદ્ વિજય આનંદસૂરિજી મ. ઉર્ફે આત્મારામજી મ. (જાટ), શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી મ. અને શ્રીમદ્ દોલતસાગરસૂરિજી મ. (પાટીદાર), શ્રીમત્ કૈલાસસાગરસૂરિજી મ. (અરોડા), શ્રીમદ્ વિજય પ્રભવચંદ્રસૂરિજી મ. (બારોટ), શ્રીમદ્ વિજય મેરુપ્રભસૂરિજી મ. અને શ્રીમદ્ વિજય હેમપ્રભસૂરિજી મ. (બ્રાહ્મણ). આ બધાં દાખલારૂપ નામો તો માત્ર આ કાળના ઝળહળતા સિતારાઓનાં છે. પૂર્વયુગમાં તો હિન્દુ સમુદાયમાંથી જૈન દીક્ષા લઈને જૈન મુનિઓને અપાતું સર્વોચ્ચ આચાર્ય પદ પ્રાપ્ત કરનારા હજારો (હા, હજારો) થઈ ગયા!

૨. આટલી ખુલ્લી અને નિખાલસ ચેલેન્જ પછી પણ એક પણ માઈનો લાલ હિન્દુધર્મ અને જૈનધર્મના તફાવતની ચર્ચા માટે ફરક્યો નથી!

# મુખ્યમંત્રી નરેન્દ્રભાઈને મુનિ શ્રી મિત્રાનંદસાગરજીના દસ અણીદાર સવાલો...

નરેન્દ્રભાઈ મોદી, લાગે છે કે ધર્માન્તરણ અંગેનો કાયદો ઉતાવળે પસાર કરાવીને નિરાંતે પસ્તાઈ રહ્યા છે અને લાલઘૂમ થઈ ગયેલા જૈનોના તાર્કિક અને વૈચારિક આક્રમણ સામે બચાવની સ્થિતિમાં આવી ગયા છે. આથી જ ધર્મના મૂળ મુદ્દાને ચાતરીને ડૉ. આંબેડકરના નામે પરંપરાની ભળતી જ વાતો કરી રહ્યા છે. ધર્મ અને પરંપરાની ભેળસેળ અંગે મુનિ શ્રી મિત્રાનંદસાગરજી મહારાજે હજારો વખત લાલબત્તી ધર્યા પછી હવે ધર્મ અને સંસ્કૃતિ કે પરંપરાના તફાવત અંગે સામાન્ય જનતામાં પણ જાગૃતિ કેળવાઈ રહી છે. જે મુનિઓ થોડા સમય પહેલાં આર. એસ. એસ.ની ભાષા બોલતા હતા તેઓ પણ સફાળા જાગ્યા છે. દરમ્યાન, નરેન્દ્રભાઈ મોદીની 'શબ્દચાલાકી'ને પડકારતાં મુનિ શ્રી મિત્રાનંદસાગરજી મહારાજે તેમને દસ ધારદાર સવાલો પૂછ્યા છે. જે નીચે મુજબ છે.

૧. પી. ટી. આઈ.એ આપેલા હેવાલ[૧] પ્રમાણે, આપે ડૉ. આંબેડકરનો હવાલો આપીને જૈનધર્મને ભારતીય પરંપરાનો હિસ્સો ગણાવ્યો છે, પણ આપે ઉતાવળે ઉતાવળે પસાર કરાવી દીધેલા ધર્માન્તર અંગેના કાયદામાં તો જૈનધર્મને 'હિન્દુધર્મનો સંપ્રદાય' ગણાવ્યો છે. આ અંગે શું કહો છો?

૨. શું આપ 'ભારતીય પરંપરા એટલે હિન્દુધર્મ' એવો અર્થ કરો છો?

૩. શું ડૉ. આંબેડકરે જૈનધર્મને 'હિન્દુધર્મનો સંપ્રદાય' કહ્યો છે?

૪. ભારતીય પરંપરા એટલે શું? ભારતીય પરંપરાની વ્યાખ્યા કરવી હોય તો આપ શું કરો?

૫. કથિત ભારતીય પરંપરા શેનું પ્રતિનિધિત્વ કરે છે?

૬. શું ભારતીય પરંપરા અને હિન્દુધર્મ એક જ અર્થનું પ્રતિનિધિત્વ કરે છે?

૭. સરકાર, કાયદો અને વ્યવસ્થા માટે છે કે નાના ધર્મને મોટા ધર્મમાં ભેળવી દેવાના કાયદાઓ ઘડવા માટે છે?

---

**૧.** પી. ટી. આઈ.ના હેવાલ માટે જુઓ પરિશિષ્ટ ૧, પૃષ્ઠ ૪૭.

૮. હિન્દુધર્મ, જૈનધર્મ, બૌદ્ધધર્મ અને શીખધર્મ, ડૉ. આંબેડકરના કહેવા પ્રમાણે, એક જ ભારતીય પરંપરાનો હિસ્સો હોય તો પછી ડૉ. આંબેડકર ધર્મપરિવર્તન કરીને બૌદ્ધ શા માટે થઈ ગયા? અને તમે કરેલા કાયદામાં જૈનધર્મની જેમ જ શીખધર્મને પણ હિન્દુધર્મની શાખા ગણતી જોગવાઈ કેમ ન કરી?

૯. ધર્માન્તરણ અંગેનો કાયદો પસાર કરીને તમે ડૉ. આંબેડકરની ઇચ્છા કેવી રીતે પૂરી કરી કહેવાય? શું એમણે આવા કોઈ કાયદાની માગણી કરી હતી? જો હા, તો તેઓ બંધારણસભાના પ્રમુખ હતા જ, કેમ એ વખતે બંધારણમાં એ શબ્દો ન લખાવ્યા? કે 'જૈનધર્મ એ હિન્દુધર્મનો હિસ્સો છે.' શું તેમણે પોતાના મૃત્યુના દાયકાઓ પછી આવો કાયદો થાય એવી ઇચ્છા વ્યક્ત કરી હતી?

૧૦. અને છેલ્લે એક વધુ અણીદાર સવાલ : *'અસમાનતા એ હિન્દુત્વનો આત્મા છે.'* એવા ડૉ. આંબેડકરના વિધાન અંગે આપ શું કહો છો? અને તેમના આ વિધાનનું શું કરશો? – *'હું હિન્દુ તરીકે જન્મ્યો એ મારા કાબૂ બહારની વાત છે, પણ હું હિન્દુ તરીકે મરવા તો નથી જ ઇચ્છતો.'*

– તા. ૨૫-૯-૨૦૦૬

*

# માનનીય નરેન્દ્રભાઈ, 'ભારતીય જનતા પક્ષ કૉંગ્રેસની શાખા છે' એવું વિધાન આપને ગમશે?

મુનિ શ્રી મિત્રાનંદસાગરજીએ સળંગ બીજા દિવસે પણ ગુજરાતના મુખ્યમંત્રી નરેન્દ્ર મોદી ઉપર પ્રશ્નોનાં તાતાં તીર છોડવાનું ચાલુ રાખ્યું હતું. આજે મુનિશ્રીએ બીજા દસ સવાલો પૂછ્યા છે જે નીચે મુજબ છે :

૧. કયો ધર્મ કયા ધર્મનો સંપ્રદાય છે એ નક્કી કરવાનું કામ ધર્મપુરુષોનું છે કે રાજકારણીઓનું છે?

૨. બંધારણીય હોદ્દા ઉપર બિરાજમાન છો ત્યારે, આર. એસ. એસ.ના 'હિન્દુહિત કી બાત કરેગા વો હી દેશ પે રાજ કરેગા' એ સૂત્રમાં આસ્થા ધરાવો છો કે 'રાષ્ટ્રહિત કી બાત કરેગા વો હી દેશ પે રાજ કરેગા' એ સૂત્રમાં માનો છો?

૩. ‘હિન્દુહિત કી બાત કરેગા વો હી દેશ પે રાજ કરેગા’ એ સૂત્રને નજર સામે રાખીને, જૈનધર્મને (અને ઇવન બૌદ્ધધર્મને) હિન્દુધર્મમાં ભેળવી દઈને, આર. એસ. એસ.ની મહેરબાનીથી આપે ભવિષ્યના વડાપ્રધાન તરીકેનો મજબૂત દાવો અત્યારથી નોંધાવી દીધો છે એમ માની લઈએ?

૪. છેલ્લી ચૂંટણી વખતે આપેલાં વચનો પૂરાં કરવાના બદલે જે વચનો આપ્યાં જ નહોતાં તે પૂરાં કરવાની આટલી બધી અધીરાઈ શા માટે?

૫. આપે ઉતાવળે ઉતાવળે પસાર કરાવેલા કાયદાને ‘ધર્મસ્વાતંત્ર્ય બિલ’ કહ્યું છે, પણ હકીકતમાં તો એને ‘ધર્મપારતંત્ર્ય બિલ’ કહેવું જોઈએ એમ આપને નથી લાગતું? કારણ કે આમાં તો જૈનધર્મને (અને ઇવન બૌદ્ધધર્મને) હિન્દુધર્મના પારતંત્ર્ય નીચે લાવવાનો ખુલ્લો પ્રયાસ છે.

૬. આપે ઉતાવળે ઉતાવળે પસાર કરાવી દીધેલા કાયદામાં કાલ ઊઠીને એવો ‘સુધારો’ (amendment) પણ કરશો? કે જૈનાચાર્યોએ પણ હવેથી શંકરાચાર્યના આદેશો પાળવા પડશે... કેમકે આપના લૉજિક પ્રમાણે તો જૈનાચાર્યો પણ હવેથી હિન્દુધર્મનો જ અંશ ઠરશે.

૭. આપ જેને હિન્દુત્વ, ભારતીય પરંપરા અને હિન્દુ સંસ્કૃતિ કહો છો તે આ દેશની પાવનભૂમિ ઉપર સરકારી રાહે કતલખાનાં સ્થાપવાની છૂટ આપે છે? હિન્દુત્વના પ્રખર પ્રેમી એવા આપની સરકારમાં મત્સ્યોદ્યોગ ખાતું શા માટે છે? ધર્માન્તરણની ચિન્તા કર્યા વગર કરોડો માછલીઓના અંતરની હાય લેવાનું બંધ કરવાનો કાયદો ન કરી શકાય? આપ આવા કાયદા કેમ બહુમતીની લાકડીના જોરે ફટાફટ અને ચુપચાપ પસાર નથી કરાવતા?

૮. હિન્દુધર્મમાં ભગવાનોના અવતારોની જે ધારણા છે તેમાં એક ‘મત્સ્યાવતાર’ પણ છે. આવાં ભગવાન સ્વરૂપ માછલાં (સત્તાવાર, કાયદેસર) મરાવી નાખીને તમને નથી લાગતું કે તમે હિન્દુત્વથી વિમુખ વર્તન કરી રહ્યા છો? બધાં વાંદરાંને જોઈને જેમ ભાવિક અને ભોળા હિન્દુઓને ભગવાન હનુમાન જ યાદ આવે તેમ ‘ભોળા એવા અમને પણ’ બધાં માછલાં જોઈને હિન્દુ ભગવાનનો મત્સ્યાવતાર જ યાદ આવે છે અને એમની દુર્દશા જોઈને મનમાં ખૂબ લાગી આવે છે... આ હિંસા બંધ કરવા માટે વિધાનસભાનું એક અસાધારણ સત્ર બોલાવશો?

૯. કાયદાના જોરે આપે જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય જાહેર કર્યો તે આપની રાજનીતિ છે કે ધર્મનીતિ છે?

૧૦. અને છેલ્લે એક વધુ અણીદાર સવાલ : કૉંગ્રેસની પરંપરામાં ઉછરેલા માનનીય શ્યામાપ્રસાદ મુખર્જીએ સ્થાપેલ ભારતીય જનસંઘનો નવો અવતાર 'ભારતીય જનતા પક્ષ એ ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસની શાખા છે' એવું વિધાન આપને ગમશે?

***નોંધ :*** *માનનીય શ્યામાપ્રસાદજી ક્યારેક તો કૉંગ્રેસના નહેરૂજીની કેબિનેટમાં મંત્રી હતા જ ને? શ્રમણ ભગવાન મહાવીર તો ક્યારેય કોઈ હિન્દુ ગુરુના શિષ્ય નહોતા! તે આપની જાણ સારૂ.*

— તા. ૨૬-૯-૨૦૦૬

*

# શ્રી નરેન્દ્રભાઈ સામે મુનિશ્રીના ઓર પાંચ પ્રશ્નો

૧. *'સૌગંધ રામકી ખાતે હૈં મંદિર વહીં બનાએંગે...'* ભારતભરમાં લાખો પોસ્ટરો ચોંટાડીને કરોડો હિન્દુઓની ભાવનાઓને ઉશ્કેર્યા પછી સત્તા સુધી પહોંચીને સોગન કેમ પાળ્યાં નહીં? રામના નામે સોગન લઈને, રામના નામે સત્તા મેળવીને રામને જ ભૂલી જવા તે શું હિન્દુત્વનો કોઈ વિશિષ્ટ પ્રકાર છે?

૨. સોગનનો ભંગ કરનારને હિન્દુધર્મમાં કયા શબ્દથી ઓળખાવ્યો છે?

૩. સોગન લઈને ફરી જનારને, તમે જેનો હવાલો આપ્યો છે તે 'ડૉ. આંબેડકર સમર્થિત ભારતીય પરંપરા'માં શું કહે છે?

૪. કોઈ વ્યક્તિ સોગન લીધા પછી ફરી જાય તો પ્રવર્તમાન ભારતીય કાયદા અનુસાર કયો ગુનો બને છે? જેનાં સોગન ખાધાં તે તમારા પરમ આદર્શ એવા રામના પિતા તો વચન આપીને ફરી ગયા નહોતા! તમારા પક્ષે રામમંદિર બનાવવાનું વચન આપીને તો તમારા બધા નેતાઓ ફરી ગયા!

૫. તમારા પક્ષે આપેલાં વચનો પૂરાં કરવાના બદલે બીજા ધર્મોને હિન્દુધર્મમાં ભેળવી દેવાની આટલી બધી તાલાવેલી શા માટે?

— તા. ૨૭-૯-૨૦૦૬

*

*ધર્મસ્વાતંત્ર્ય બિલ ૨૦૦૬ અંગે*

# મુનિ શ્રી મિત્રાનંદસાગરજી સાથે વાતચીત

*નરેન્દ્ર મોદીના નેતૃત્વ હેઠળની ગુજરાત સરકારે ધર્માન્તરણ અંગેના કાયદામાં જૈનધર્મને હિન્દુધર્મમાં સમાવી લેતાં ગુજરાત અને જૈનોમાં જે વમળો પેદા થયાં તેમાં સૌથી આકરી પ્રતિક્રિયા મુનિ શ્રી મિત્રાનંદસાગરજી તરફથી આવી. તેમણે એક વિસ્તૃત નિવેદન દ્વારા[૧] જૈન અને હિન્દુધર્મ અંગેના તફાવતો રજૂ કર્યા. તેમનું નિવેદન વર્તમાનપત્રોમાં પ્રકાશિત થતાં જ અમદાવાદથી અમેરિકા સુધી અને ગાંધીનગરથી ગોવા સુધી જોરદાર પડઘા પડ્યા. મુનિશ્રીનું નિવેદન વાંચીને ભાજપના જૈન ધારાસભ્યો પણ આઘાપાછા થવા માંડ્યા. છેલ્લા અઠવાડિયામાં મુનિશ્રીએ એટલાં જડબાંતોડ નિવેદનો કર્યાં છે કે જૈનધર્મ હિન્દુધર્મની શાખા હોવાનું હવે તો ખુદ પ્રબુદ્ધ હિન્દુ સંતો પણ નકારવા માંડ્યા છે. આ જ સંતો કાયદો પસાર થયો એ દિવસે રાજીના રેડ થઈ ગયા હતા!*

*મુનિ શ્રી મિત્રાનંદસાગરજીએ પોતાના નિવેદનમાં કહ્યું છે કે સરકાર વિનંતીથી કાયદો દૂર કરવાનું નહીં માને તો અમારે ના છુટકે કાનૂની લડતનો માર્ગ અપનાવવો પડશે.*

*આ મામલે અમે મુનિશ્રી સાથે કરેલ વાર્તાલાપનો સારાંશ અહીં આપીએ છીએ.*

**ગુજરાત સરકારે પસાર કરેલા ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬માં**

---

૧. આ નિવેદન માટે જુઓ ૨૪મું પાનું.

**જૈનધર્મને હિન્દુધર્મના સંપ્રદાય તરીકે ગણાવવામાં આવ્યો છે એ અંગે આપનો શો પ્રતિભાવ છે?**

જૈનધર્મ હિન્દુધર્મનો સંપ્રદાય ક્યારેય હતો નહીં. હોઈ શકે પણ નહીં. હિન્દુધર્મના ઉદ્ભવ પહેલાંથી જૈનધર્મનું અસ્તિત્વ છે. જૈનધર્મ ન તો હિન્દુધર્મમાંથી નીકળ્યો છે કે ન તો તે હિન્દુધર્મની કોઈ શાખા પણ છે.

**મોદી સરકારે અત્યારે આ બિલ પસાર કરાવ્યું એ અંગે આપને શું કારણ લાગે છે?**

એનાં ઘણાં કારણો છે. મારી પાસે આવનારા ભક્તજનો માને છે કે આ આવી રહેલી ચૂંટણીનો સંકેત છે. પણ હું જરા જુદું વિચારૂં છું. ભાજપામાં અત્યારે આંતરિક સંઘર્ષ પરાકાષ્ઠાએ છે. શંકરસિંહજી વખતે જે સ્થિતિનું નિર્માણ થયું હતું એવા દિવસો ફરી દેખાઈ રહ્યા છે. ગુજરાત ભાજપના ટોચના નેતાઓ નરેન્દ્રભાઈથી નારાજ છે. ગયા ઈલેક્શન વખતે નરેન્દ્રભાઈની જે ઈમેજ હતી એમાં ધોવાણ થયું છે. ગોધરાકાંડને લોકો ભૂલવા માંડ્યા છે. હિન્દુત્વના મુદ્દે ગરમી આવે એવો કોઈ કરંટ ઈશ્યુ નથી. સૂરતમાં જળપ્રલય અંગે લોકો માત્ર કુદરતને દોષ આપવા માગતા નથી. આ બધાં કારણોસર ગુજરાતની પ્રજાને નવેસરથી હિન્દુત્વનો એક 'ડોઝ' આપવો જરૂરી લાગે છે.

બીજું કારણ એ છે કે નરેન્દ્રભાઈ હંમેશાં લાંબાગાળાનાં પ્લાનિંગ કરે છે. રાષ્ટ્રીય લેવલે ભાજપાની નેતાગીરીમાં શૂન્યાવકાશ છે. વાજપેયીજી અને અડવાણીજી થાક્યા છે. વાજપેયીજીને હવે શરીર સાથ નહીં આપે અને અડવાણીજી મહમ્મદઅલી ઝીણાના મામલે હિન્દુઓની નજરમાંથી ઊતરી ગયા છે. પ્રમોદ મહાજન જેવા નેતાની અકાળ વિદાયથી એક મહત્ત્વનું સ્થાન ખાલી પડ્યું છે. રાજનાથજી કોઈ ખાસ કરિશ્મા દેખાડી શક્યા નથી. આવા સંજોગોમાં નરેન્દ્રભાઈ દીર્ઘદષ્ટિથી વિચારી રહ્યા છે. ભાજપામાં આર. એસ. એસ.ની ઈચ્છા વગર પાનડું પણ હલી શકતું નથી. આર. એસ. એસ.ની *'હિન્દુહિત કી બાત કરેગા, વો હી દેશ પે રાજ કરેગા.'* એ ઈચ્છા એકમાત્ર નરેન્દ્રભાઈ જ પૂરી કરી શકે એમ છે. આવું બિલ પસાર કરીને નરેન્દ્રભાઈ આર. એસ. એસ.ની ટોચની નેતાગીરીને સંકેતો મોકલી રહ્યા છે : *'હું તમારી ઈચ્છા પૂરી કરીશ.'* જૈનધર્મને હિન્દુધર્મમાં સમાવી લઈને નરેન્દ્રભાઈએ એક જ તીરથી ઘણાં નિશાન તાક્યાં છે.

**આ કાયદા અંગે જૈનોની પ્રતિક્રિયા કેવી છે?**

જૈનો ડઘાઈ ગયા છે. કાયદાની લાકડીથી જૈનધર્મને હિન્દુધર્મમાં સમાવી લેવાયો છે ત્યારે જૈનોને પીઠ પાછળ ઘા થયો હોવાની અનુભૂતિ થાય છે.

**આપે આ કાનૂન સામે કોર્ટે જવાની વાત કરી છે...**

હા. અલબત્ત, અમે સરકારને વિનંતી કરી છે કે તે પોતાની ભૂલ સુધારી લે અને જૈનધર્મ સ્વતંત્ર ધર્મ છે એ વાતનો સ્વીકાર કરે. અમે રાજ્યપાલશ્રીને કહ્યું છે કે તેઓ આ બિલ ઉપર સહી ન કરે. મુખ્યમંત્રીને પણ કાયદો પાછો ખેંચવા વિનંતી કરી છે. અમે રાષ્ટ્રપતિજી અને વડાપ્રધાન મનમોહનસિંહને આ મામલે જણાવી દીધું છે. અમે કેન્દ્ર અને ગુજરાતની સરકારો સમક્ષ જૈનધર્મ અને હિન્દુધર્મના તફાવતો અંગે વિગતવાર બયાન કર્યું છે.[૧]

જો ગુજરાત સરકાર વિનંતીની ભાષામાં નહીં જ માને તો અમારી પાસે અદાલતમાં ગયા સિવાય કોઈ વિકલ્પ રહેશે નહીં. અમે સામે ચાલીને સંઘર્ષ ઈચ્છતા નથી પરંતુ અમને એમ કરવા માટે મજબૂર કરવામાં આવી રહ્યા છે.

**જૈનધર્મની સ્થાપના ક્યારે થઈ છે?**

જૈનધર્મ અનુસાર જુદા જુદા કાળખંડો હોય છે અને એ વિભાગોમાં તીર્થંકરો ધર્મપ્રવર્તન કરે છે. પ્રવર્તમાન કાળચક્રમાં ભગવાન આદિનાથે જૈનધર્મનું પ્રવર્તન કર્યું હતું. બાવીસમા તીર્થંકર નેમિનાથ, ત્રેવીસમા પાર્શ્વનાથ અને એ પછી ચોવીસમા મહાવીરસ્વામી; એ બધાને તો વિશ્વના ટોચના ઇતિહાસવિદોએ પણ સ્વીકાર્યા છે.

અત્યારે જે જૈનધર્મ છે તે ભગવાન મહાવીર દ્વારા સ્થપાયો છે અને તેની સ્થાપનાને અઢી હજારથી વધારે વર્ષો થઈ ગયાં છે.

**આ કાયદા દ્વારા જૈનધર્મને હિન્દુધર્મનો હિસ્સો ઠરાવાયા પછી જૈનમુનિઓ શું વિચારે છે?**

તેઓ પણ એ જ વિચારે છે, જે મેં કહ્યું છે. તેઓ માને છે કે આપણે કાનૂની લડત આપવી પડશે.

---

૧. આ માટે જુઓ પાનું ૧૨ : 'હિન્દુધર્મ અને જૈનધર્મના તફાવતો'

**ભાજપાના જૈન નેતાઓ જૈનધર્મને હિન્દુધર્મનો હિસ્સો ગણે છે એ અંગે શું કહો છો?**

તેઓ પહેલાં પોલિટિશિયન છે, પછી જૈન છે! ભારતના ગંદા રાજકારણમાં નેતાગીરીની વિરુદ્ધમાં બોલનારાના કેવા હાલ થયા છે તે તેમને ખબર છે. ખુરશીની લાલચ સામે સત્ય લાચાર બની જાય છે. અમે જૈન ધારાસભ્યોને અમારી નારાજગીના સંદેશા મોકલી આપ્યા છે. શીખો, મુસ્લિમો અને ક્રિશ્ચિયનો પાસેથી જૈન નેતાઓ કશું શીખવા માગતા નથી.

વેશ્યાને પૈસા સિવાય કોઈ ધર્મ હોતો નથી, અને રાજકારણીઓને સત્તા સિવાય કોઈ ધર્મ હોતો નથી.

**ભાજપાના આગેવાનોએ પોતાને જૈનાચાર્યોનું સમર્થન હોવાનું કહ્યું છે.**

તેઓ જૈનાચાર્યોનાં નામ આપીને વાત કરે તો જવાબ આપવો ફાવે... ગપ્પાં મારવાં એ આ દેશના રાજકારણીઓની જૂની રમત છે. જે બે ચાર મહારાજ સાહેબો નરેન્દ્રભાઈની વાતોથી ભોળવાઈ જઈને આર. એસ. એસ.ની ભાષા બોલતા હતા તેઓ પણ મારા જાહેર નિવેદનો પછી હવે મારી ભાષા બોલવા માંડ્યા છે.

**જૈનધર્મ એ હિન્દુધર્મની શાખા નથી એવાં પ્રમાણો આપ આપી શકો?**

*(મુનિશ્રી ખડખડાટ હસી પડે છે..)* પ્રમાણ તો એમની પાસે માગવાં જોઈએ, જેઓ જૈનધર્મને હિન્દુધર્મની શાખા ગણાવે છે. અમારી પાસે તો અમારી વાત પૂરવાર કરવા માટે હજારો પ્રમાણ છે.

જૈનધર્મના ઉદ્‌ભવ સમયે આ દેશમાં હિન્દુધર્મનું નામનિશાન નહોતું. પ્રાચીન ધર્મ, અર્વાચીન ધર્મની શાખા કેવી રીતે હોઈ શકે?

અમારી ભાષા જુદી છે, પરિભાષા જુદી છે, સંસ્કાર જુદા છે, રિવાજ જુદા છે, ઈતિહાસ જુદો છે, ધારણાઓ જુદી છે, માન્યતાઓ જુદી છે, કથાઓ જુદી છે, પરંપરાઓ જુદી છે, રૂઢિઓ જુદી છે, ઉપાસનાપદ્ધતિ જુદી છે, સાધનાપદ્ધતિ જુદી છે, સિદ્ધાન્તો જુદા છે, ગ્રન્થો જુદા છે....

આ અંગે હું આપને એક અલગ નોંધ આપી રહ્યો છું તે વાંચવાથી ખ્યાલ આવશે કે હિન્દુ અને જૈન ધારણાઓમાં આકાશ-પાતાળનું અંતર છે. *(મુનિશ્રી*

*એક વિસ્તૃત નોંધ[1] આપે છે, જેમાં તેમણે હિન્દુધર્મથી જૈનધર્મ અલગ હોવાનાં ૭૨ કારણો દર્શાવ્યાં છે.)*

### આ કાયદાથી જૈનો દુઃખી થયા છે કે ગુસ્સે થયા છે?

પહેલાં તેઓ સરકારનાં વિવિધ પગલાંથી દુઃખી થતા હતા, આ વખતે તેઓ દુઃખી થવા સાથે ગુસ્સે પણ થયા છે.

### નરેન્દ્ર મોદી અંગે અંગત રીતે શું કહો છો?

નરેન્દ્રભાઈ એક કુશળ સંગઠનકાર છે. તેમની પાસે વિઝન પણ છે. ધાર્મિક ખટપટો, ઉત્સવો અને પ્રચારબાજીમાં સમય બગાડવાના બદલે જો તેઓ વહીવટ ઉપર જ સમગ્ર ધ્યાન કેન્દ્રિત કરે તો રાજ્ય અને દેશ માટે ઘણું કરી શકે તેમ છે.

### શું આપ નરેન્દ્ર મોદીમાં ભવિષ્યના વડાપ્રધાન જુઓ છો?

ના. ભારતના ઘણા નામાંકિત જ્યોતિષીઓએ એમને ભવિષ્યના વડાપ્રધાન કહ્યા છે, પણ મારી જ્યોતિષ અંગેની જે સમજણ છે એ મુજબ તો તેમની માટે વડાપ્રધાન બનવાના યોગો નથી.

### ધર્માન્તરણ અંગે આપના શા વિચારો છે?

કયા ધર્મનું આચરણ કરવું એ માણસની પોતાની અંગત બાબત છે. એમાં સરકારોએ માથું ન મારવું જોઈએ. ધર્મપરિવર્તનથી સૌથી વધારે ચિંતિત હોય તો હિન્દુઓ છે. જૈનોમાંથી ધર્માન્તરણના કિસ્સા લાખે એક જેટલા પણ નથી. રેર કેસમાં કોઈ જૈન કન્યાએ મુસ્લિમ કે ઈસાઈ સાથે લગ્ન કર્યાં હોય એવા કિસ્સામાં જ ધર્માન્તરણનો મુદ્દો ઉદ્ભવે છે. સામાન્ય જૈનના સંસ્કાર એટલા પ્રબળ હોય છે કે લોભ કે લાલચનાં કારણોસર પણ તે ધર્માન્તર કરતો નથી. વળી એવરેજ જૈન, જૈનધર્મનું પ્રાથમિક જ્ઞાન ધરાવતો હોવાથી સારાસારનો વિવેક કરી શકે છે.

હિન્દુઓમાંથી જ શા માટે ધર્માન્તરણ થાય છે એ માટે હિન્દુઓએ જ આત્મનિરીક્ષણ કરવાની જરૂર છે. કાયદાની લાકડીથી આ મામલે કામ નહીં સરે. જેમ માનસિક હતાશાની છેલ્લી પળે જ (ultimate stage) કોઈ વ્યક્તિ

---

૧. એ નોંધમાંના મુદ્દાઓ 'હિન્દુધર્મ અને જૈનધર્મના તફાવતો' એ શીર્ષક નીચે આ પુસ્તિકામાં આપી દીધેલ છે. જુઓ પાના નં. ૧૨.

આત્મહત્યા કરે છે તેમ માનસિક હતાશાની છેલ્લી પળે જ માણસ પોતાનો ધર્મ છોડવા રાજી થાય છે.

અભણ, પછાત, ભૂખ્યા, તરછોડાયેલા, તિરસ્કારાયેલા, કચડાયેલા વર્ગના હિન્દુઓ જ મુખ્યત્વે ધર્માન્તરણ કરે છે. એમને એકવાર હૂંફ, પ્રેમ, મમતા, લાગણી અને સ્નેહ આપી તો જુઓ. કૂતરા જેવું પ્રાણી પણ લાગણીથી ભીંજાય છે અને પાલકના પગમાં ગલોટિયાં ખાધા કરે છે તો માણસને કેમ ભીંજવી ન શકાય?

સુદામાને તેની પત્ની સુશીલા કહે છે તે યાદ કરવા જેવું છે. *'એ રે જ્ઞાન ગમતું નથી ઋષિરાયજી રે, રૂવે બાળક લાવો અન્ન ઋષિરાયજી રે...'* ભૂખ્યા બાળકને છાનું રાખવા માટે ધર્મના ડોઝ કામ નથી લાગતા, એને એક રોટલીની જરૂરત હોય છે.

દુર્ભાગ્યે હિન્દુઓનાં ઘરોમાં કૂતરા માટે તો જગ્યા હોય છે પણ તેમનાં મનમાં કચડાયેલા માણસ માટે જગ્યા હોતી નથી. આપણા દેશમાં મિશનરીઓને ગાળો આપવાની ફેશન છે. આપણે ત્યાં એક સરસ કહેવત છે : *'નબળો કારીગર ઓજારનો વાંક કાઢે છે.'* મિશનરીઓને ગાળો આપવાથી કશું સિદ્ધ થવાનું નથી. પોતાનું ઘર સંભાળવાની વધારે જરૂરત છે. મિશનરી જે જોઈ શકે છે તેને હિન્દુ નેતાઓ અને હિન્દુ ધર્મગુરુઓ જોતા થઈ જાય તો ધર્માન્તરણનો પ્રોબ્લેમ આપોઆપ સૉલ્વ થઈ જશે.

અજ્ઞાનતા, ભૂખ, ગરીબી અને તિરસ્કાર એ ધર્માન્તરણ માટે સૌથી વધારે ફળદ્રુપ જમીન છે.

## હિન્દુ આગેવાનોનું અહો આશ્ચર્યમ્

- જૈનોની વિરુદ્ધમાં ઝેર ઓકનારા અનોપદાસનાં લખાણોને એક પણ હિન્દુ સંત મહાત્માએ વખોડી કાઢ્યું નથી.
- જૈનધર્મને હિન્દુધર્મમાં જોડી દેવા ઉતાવળા થયેલા ગુજરાતના મુખ્યમંત્રી શ્રી નરેન્દ્ર મોદીએ પાટનગરના પાદરેથી થતી જૈનવિરોધી પ્રવૃત્તિને અટકાવવા કોઈ જ પગલું ભર્યું નથી.
- પાટનગરના પાદરેથી થતી જૈનવિરોધી પ્રવૃત્તિને રોકવા સંસ્કૃતિના જાતે બની બેઠેલા ઝંડાધારી રખેવાળોએ પણ કશું કર્યું નથી.

*આ લોકો શું જોઈને 'જૈનધર્મ હિન્દુધર્મની શાખા છે'નાં નગારાં પીટતા હશે?*

# 'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬' પાછું ખેંચવા માટે પૂજ્ય મુનિ શ્રી મિત્રાનંદસાગરજી મહારાજે ગુજરાતના મુખ્યમંત્રીને આપેલા આવેદનપત્રની નકલ

*

પ્રતિ,
શ્રી નરેન્દ્રભાઈ મોદી,
માનનીય મુખ્યમંત્રીશ્રી (ગુજરાત રાજ્ય),
ગાંધીનગર (ગુજરાત).

પ્રેષક,
મુનિ મિત્રાનંદસાગર
એફ - ૯, શ્રીનંદનગર વિભાગ - ૪
વેજલપુર, અમદાવાદ ૩૮૦૦૫૧.

**વિષય : 'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬' પાછું ખેંચવા વિનંતી**

ગુજરાતના માનનીય મુખ્યમંત્રીશ્રી,

મુનિ મિત્રાનંદસાગર તરફથી હાર્દિક ધર્મલાભ સહ,

મંગળવાર તા. ૧૯ સપ્ટેમ્બરના રોજ આપના નેતૃત્વ હેઠળની ગુજરાત સરકારે 'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬' પસાર કરાવેલ છે.

આ બિલમાં જૈનધર્મને હિન્દુધર્મના સંપ્રદાય તરીકે ગણાવાયો છે, જે એક ગંભીર ભૂલ છે. કાયદા દ્વારા જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય ગણવો તે (૧) ઈતિહાસનો અનાદર છે, (૨) વાસ્તવિકતાનો અસ્વીકાર છે, (૩) ભારતના બંધારણનો ખુલ્લો ભંગ છે. ઉપરાંત, (૪) બિલનું શીર્ષક પણ ખોટું એટલે કે ભૂલભરેલું છે.

**(૧) ઈતિહાસનો અનાદર**

ઐતિહાસિક સચ્ચાઈ એ છે કે 'હિન્દુ' શબ્દ આપણા દેશમાં અસ્તિત્વમાં આવ્યો એ પહેલાંથી જ ભારતમાં જૈનધર્મનું અસ્તિત્વ હતું. આ ઐતિહાસિક તથ્યને દુનિયાના ટોચના વિદ્વાનોએ પણ માન્ય રાખેલ છે.

સમ્રાટ અશોકના શિલાલેખો એ આપણા દેશનો સૌથી જૂનામાં જૂનો લેખિત રાજકીય દસ્તાવેજ છે. એમાં એ યુગના ભારતના વિવિધ ધર્મના અનુયાયીઓનો નિર્દેશ છે. આ સમગ્ર શિલાલેખોમાં કોઈ પણ સ્થળે 'હિન્દુ' કે 'હિન્દુધર્મ' શબ્દનો ઉલ્લેખ નથી, જ્યારે આ શિલાલેખોમાં 'શ્રમણ' શબ્દ અનેક વખત મળી આવ્યો છે. આ 'શ્રમણ' શબ્દ જૈન મુનિઓ માટે જ વપરાય છે. સમ્રાટ અશોકના શિલાલેખોથી પણ સ્પષ્ટ થાય છે કે હિન્દુ શબ્દના ઉદ્દ્ભવ પહેલાંથી જ જૈનધર્મ અસ્તિત્વમાં હતો.

આથી જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય કહેવો તે ઇતિહાસનો ચોખ્ખો અનાદર છે.

**(૨) વાસ્તવિકતાનો અસ્વીકાર**

કડવી સચ્ચાઈ એ છે કે 'હિન્દુધર્મ' નામનો કોઈ ધર્મ જ અસ્તિત્વ ધરાવતો નથી. ચાર વેદ, અઢાર પુરાણ અને એકસો આઠ ઉપનિષદ, કે જે હિન્દુ સમુદાયના પરમ પવિત્ર ગ્રંથો હોવાનું મનાય છે, તેનું એક એક પાનું મેં રિફર કર્યું છે. તેમાં ક્યાંય 'હિન્દુ' શબ્દ કે 'હિન્દુધર્મ'નો ઉલ્લેખ નથી.

આપણી એક પ્રાચીન સંસ્કૃત કહેવત કહે છે કે મૂળ જ ન હોય તો શાખા ક્યાંથી હોય? (मूलं नास्ति कुतः शाखा?)

જો 'હિન્દુધર્મ' નામનું કોઈ મૂળ જ નથી, તો તેની જૈનધર્મ નામની શાખા કેવી રીતે હોઈ શકે? આથી જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય ગણાવવો તે વાસ્તવિકતાનો અસ્વીકાર છે.

**(૩) ભારતના બંધારણનો ભંગ**

જૈનધર્મને બળજબરીથી હિન્દુધર્મનો સંપ્રદાય ગણાવવો તે આપણા દેશના બંધારણનો ખુલ્લો ભંગ છે.

આપણા દેશનું બંધારણ સ્પષ્ટ રીતે જૈનધર્મને એક સ્વતંત્ર ધર્મનો દરજ્જો આપે છે અને ભારતના બંધારણમાં જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય, હિસ્સો કે શાખા ગણવામાં આવેલ નથી.

**(૪) બિલનું શીર્ષક પણ ખોટું છે.**

આ બિલને ધર્મસ્વાતંત્ર્ય બિલ ગણાવાયું છે તે પાયામાંથી જ ભૂલભરેલું છે. કેમ કે આ બિલ જૈનધર્મ ઉપરાંત અન્ય ધર્મોની સ્વતંત્રતાને છીનવી લઈને પરતંત્ર બનાવે છે. આથી આનું સાચું નામ 'ધર્મસ્વાતંત્ર્ય બિલ' નહીં પણ 'ધર્મપારતંત્ર્ય બિલ' હોવું જોઈએ.

**ઉપસંહાર**

વિશ્વભરમાં ફેલાયેલા લાખો જૈનો આપની સરકારના આ પ્રહારથી ખૂબ મોટો

આઘાત પામ્યા છે. જૈનોની ગણતરી આખી દુનિયામાં શાન્તિપ્રેમી નાગરિકો તરીકે થાય છે. આવા શાન્તિપ્રેમી નાગરિકોનું મન આ કાનૂની પ્રહારથી અશાન્ત બની ગયું છે અને તેમની હજારો વર્ષ જૂની આગવી ઓળખ ભયમાં મુકાઈ ગઈ છે.

**વિનંતી**

ઉપરોક્ત કારણોસર હું જૈન મુનિ મિત્રાનંદસાગર વિશ્વભરમાં ફેલાયેલા લાખો જૈનો વતી આપને વિનંતી કરૂં છું કે આપશ્રી 'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬'ને વહેલી તકે પાછું ખેંચી લેશો.

**વિશેષ નોધ :** આપને જરૂરત લાગશે તો 'જૈનધર્મ એ હિન્દુધર્મનો સંપ્રદાય નથી' તે પૂરવાર કરવા હું આપની સામે અવશ્ય ઉપસ્થિત થઈશ.

નિવેદક : મુનિ મિત્રાનંદસાગર

સહી : મુનિ મિત્રાનંદસાગર

નકલ રવાના :

૧. શ્રી એ. પી. જે. અબ્દુલ કલામ
*ભારતના માનનીય રાષ્ટ્રપતિશ્રી,*
*દિલ્હી*

૨. શ્રી મનમોહનસિંહ
*ભારતના માનનીય વડાપ્રધાનશ્રી,*
*દિલ્હી*

૩. શ્રી નવલકિશોર શર્મા
*માનનીય રાજ્યપાલશ્રી, ગુજરાત રાજ્ય*
*ગાંધીનગર (ગુજરાત)*

# 'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬'ને નામંજૂર કરવા માટે પૂજ્ય મુનિ શ્રી મિત્રાનંદસાગરજી મહારાજે ગુજરાતના ગવર્નરને આપેલા આવેદનપત્રની નકલ

*

પ્રતિ,
માનનીય રાજ્યપાલશ્રી (ગુજરાત રાજ્ય),
રાજભવન,
ગાંધીનગર (ગુજરાત).

પ્રેષક,
મુનિ મિત્રાનંદસાગર
એફ - ૯, શ્રીનંદનગર વિભાગ - ૪
વેજલપુર, અમદાવાદ ૩૮૦૦૫૧.

**વિષય : 'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬' નામંજૂર કરવા વિનંતી**

ગુજરાતના માનનીય રાજ્યપાલશ્રી,

મુનિ મિત્રાનંદસાગર તરફથી હાર્દિક ધર્મલાભ સહ,

મંગળવાર તા. ૧૯ સપ્ટેમ્બરના રોજ માનનીય શ્રી નરેન્દ્રભાઈ મોદીના નેતૃત્વ હેઠળની ગુજરાત સરકારે 'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬' પસાર કરાવેલ છે.

આ બિલમાં જૈનધર્મને હિન્દુધર્મના સંપ્રદાય તરીકે ગણાવાયો છે, જે એક ગંભીર ભૂલ છે. કાયદા દ્વારા જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય ગણવો તે (૧) ઈતિહાસનો અનાદર છે, (૨) વાસ્તવિકતાનો અસ્વીકાર છે, (૩) ભારતના બંધારણનો ખુલ્લો ભંગ છે. ઉપરાંત, (૪) બિલનું શીર્ષક પણ ખોટું એટલે કે ભૂલભરેલું છે.

**(૧) ઈતિહાસનો અનાદર**

ઐતિહાસિક સચ્ચાઈ એ છે કે 'હિન્દુ' શબ્દ આપણા દેશમાં અસ્તિત્વમાં આવ્યો એ પહેલાંથી જ ભારતમાં જૈનધર્મનું અસ્તિત્વ હતું. આ ઐતિહાસિક તથ્યને દુનિયાના ટોચના વિદ્વાનોએ પણ માન્ય રાખેલ છે.

સમ્રાટ અશોકના શિલાલેખો એ આપણા દેશનો સૌથી જૂનામાં જૂનો લેખિત રાજકીય દસ્તાવેજ છે. એમાં એ યુગના ભારતના વિવિધ ધર્મના અનુયાયીઓનો નિર્દેશ છે. આ સમગ્ર શિલાલેખોમાં કોઈ પણ સ્થળે 'હિન્દુ' કે 'હિન્દુધર્મ' શબ્દનો ઉલ્લેખ નથી, જ્યારે આ શિલાલેખોમાં 'શ્રમણ' શબ્દ અનેક વખત મળી આવ્યો છે. આ 'શ્રમણ' શબ્દ જૈન મુનિઓ માટે જ વપરાય છે. સમ્રાટ અશોકના શિલાલેખોથી પણ સ્પષ્ટ થાય છે કે હિન્દુ શબ્દના ઉદ્ભવ પહેલાંથી જ જૈનધર્મ અસ્તિત્વમાં હતો.

આથી જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય કહેવો તે ઇતિહાસનો ચોખ્ખો અનાદર છે.

**(૨) વાસ્તવિકતાનો અસ્વીકાર**

કડવી સચ્ચાઈ એ છે કે 'હિન્દુધર્મ' નામનો કોઈ ધર્મ જ અસ્તિત્વ ધરાવતો નથી. ચાર વેદ, અઢાર પુરાણ અને એકસો આઠ ઉપનિષદ, કે જે હિન્દુ સમુદાયના પરમ પવિત્ર ગ્રંથો હોવાનું મનાય છે, તેનું એક એક પાનું મેં રિફર કર્યું છે. તેમાં ક્યાંય 'હિન્દુ' શબ્દ કે 'હિન્દુધર્મ'નો ઉલ્લેખ નથી.

આપણી એક પ્રાચીન સંસ્કૃત કહેવત કહે છે કે મૂળ જ ન હોય તો શાખા ક્યાંથી હોય? (मूलं नास्ति कुतः शाखा?)

જો 'હિન્દુધર્મ' નામનું કોઈ મૂળ જ નથી, તો તેની જૈનધર્મ નામની શાખા કેવી રીતે હોઈ શકે? આથી જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય ગણાવવો તે વાસ્તવિકતાનો અસ્વીકાર છે.

**(૩) ભારતના બંધારણનો ભંગ**

જૈનધર્મને બળજબરીથી હિન્દુધર્મનો સંપ્રદાય ગણાવવો તે આપણા દેશના બંધારણનો ખુલ્લો ભંગ છે.

આપણા દેશનું બંધારણ સ્પષ્ટ રીતે જૈનધર્મને એક સ્વતંત્ર ધર્મનો દરજ્જો આપે છે અને ભારતના બંધારણમાં જૈનધર્મને હિન્દુધર્મનો સંપ્રદાય, હિસ્સો કે શાખા ગણવામાં આવેલ નથી.

**(૪) બિલનું શીર્ષક પણ ખોટું છે.**

આ બિલને ધર્મસ્વાતંત્ર્ય બિલ ગણાવાયું છે તે પાયામાંથી જ ભૂલભરેલું છે. કેમ કે આ બિલ જૈનધર્મ ઉપરાંત અન્ય ધર્મોની સ્વતંત્રતાને છીનવી લઈને પરતંત્ર બનાવે છે. આથી આનું સાચું નામ 'ધર્મસ્વાતંત્ર્ય બિલ' નહીં પણ 'ધર્મપારતંત્ર્ય બિલ' હોવું જોઈએ.

**ઉપસંહાર**

વિશ્વભરમાં ફેલાયેલા લાખો જૈનો ગુજરાત સરકારના આ પ્રહારથી ખૂબ મોટો

આઘાત પામ્યા છે. જૈનોની ગણતરી આખી દુનિયામાં શાન્તિપ્રેમી નાગરિકો તરીકે થાય છે. આવા શાન્તિપ્રેમી નાગરિકોનું મન આ કાનૂની પ્રહારથી અશાન્ત બની ગયું છે અને તેમની હજારો વર્ષ જૂની આગવી ઓળખ ભયમાં મુકાઈ ગઈ છે.

**વિનંતી**

ઉપરોક્ત કારણોસર હું જૈન મુનિ મિત્રાનંદસાગર વિશ્વભરમાં ફેલાયેલા લાખો જૈનો વતી આપને વિનંતી કરૂં છું કે આપશ્રી આપના સ્વતંત્ર વિવેકનો ઉપયોગ કરીને 'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬'ને મંજૂર નહીં કરો.

**વિશેષ નોધ :** આપને જરૂરત લાગશે તો 'જૈનધર્મ એ હિન્દુધર્મનો સંપ્રદાય નથી' તે પૂરવાર કરવા હું આપની સામે અવશ્ય ઉપસ્થિત થઈશ.

નિવેદક : મુનિ મિત્રાનંદસાગર

સહી : મુનિ મિત્રાનંદસાગર

નકલ રવાના :

૧. શ્રી એ. પી. જે. અબ્દુલ કલામ
*ભારતના માનનીય રાષ્ટ્રપતિશ્રી,*
*દિલ્હી*

૨. શ્રી મનમોહનસિંહ
*ભારતના માનનીય વડાપ્રધાનશ્રી,*
*દિલ્હી*

૩. શ્રી નરેન્દ્રભાઈ મોદી
*માનનીય મુખ્ય મંત્રીશ્રી, ગુજરાત રાજ્ય*
*ગાંધીનગર (ગુજરાત)*

# એમ તો ઈન્ડિયન પિનલ કોડ મુસ્લિમો અને ક્રિશ્ચિયનો ઉપરાંત અન્ય તમામ બિનહિન્દુ પ્રજાને લાગુ પડે છે તો શું એટલા માત્રથી તે બધાને હિન્દુ ગણી શકાય ખરા?

દિવ્ય ભાસ્કર નામના ગુજરાતી અખબારમાં તા. ૧૦ ઓક્ટોબર, ૨૦૦૬ના રોજ *'જૈનો હિન્દુ ન ગણાય તો તેમને હિન્દુ કાયદાના લાભો નહિ મળે'* એ શીર્ષક હેઠળ ધમકીની ભાષામાં પ્રગટ થયેલ સમાચાર[૧] પ્રજાને સંપૂર્ણપણે ગેરમાર્ગે દોરનારા છે.

આ તબક્કે મૂળ મુદ્દો વારસાના કાયદાનો છે જ નહીં કે અવિભક્ત હિન્દુ કુટુંબ અંગેનો પણ નથી, પરંતુ *'જૈનધર્મ હિન્દુધર્મનો સંપ્રદાય છે કે કેમ'* તેટલો જ છે. ગુજરાત સરકારે વિધાનસભામાં ઉતાવળે ઉતાવળે પસાર કરાવેલ ધર્માન્તરને લગતા કાયદામાં કરાયેલ સંપ્રદાયના અર્થઘટનને બાજુ ઉપર મૂકીને ભળતા મુદ્દાઓ ઊભા કરીને જૈનોને બિવડાવવાનો પદ્ધતિસરનો પ્રયાસ છે : *'જો તમે તમારી જાતને હિન્દુ તરીકે નહીં સ્વીકારો તો તમારા લાભો છીનવી લઈશું.'*

મોગલ યુગની બર્બર માનસિકતાનું પ્રતિબિમ્બ પાડતા આ સમાચાર જૈનોને ગેરમાર્ગે દોરનારા છે અને 'જૈનધર્મ હિન્દુધર્મનો સંપ્રદાય છે કે કેમ' તે મુદ્દાને કોરાણે મૂકવાનો અને અવગણવાનો ખુલ્લો પ્રયાસ છે. દર વખતે બને છે તેમ પ્રજા અને ધર્મ, સંસ્કૃતિ અને ધર્મની ફરી એકવાર ભેળસેળ કરવામાં આવી છે.

એમ તો ભારતમાં રહેતા મુસ્લિમોને શરિયતના બદલે ઈન્ડિયન પિનલ કોડ લાગુ પડે છે તો શું એટલા માત્રથી તેમને હિન્દુ ગણી શકાય ખરા? આ જ વાત ક્રિશ્ચિયનો અને અન્ય બિનહિન્દુ ભારતીય પ્રજાને લાગુ પડે છે. આખરે દરેક પ્રજાની ઓળખ તેના ધર્મથી જ થાય છે.

ધર્માન્તર સુધારા વિધેયક કરવેરા, વારસો અને અવિભક્ત હિન્દુ ફેમિલી માટે છે કે કોઈ એક સ્વતંત્ર ધર્મને બીજા ધર્મમાં ભેળવી દેવા માટે છે? કાયદાના કહેવાતા નિષ્ણાતો જરા સ્વસ્થતાથી વિચારશે તો સારૂં પડશે.

સરકારના હાથમાં રમનારા અને તેના ઈશારે નાચનારા 'કાયદાના નિષ્ણાતો'ને એક સવાલ : ગુજરાતમાં જૈનધર્મને હિન્દુધર્મમાં જોડી દેવાયો તે પહેલાં જૈનોને અવિભક્ત હિન્દુ કુટુંબના લાભો કયા કાયદા અન્વયે મળતા હતા? આ દૃષ્ટિએ તો તમે લોકોએ અત્યાર સુધી ભાંગરો જ વાટ્યો ગણાય ને? શું આ મામલે તમે સરકાર સામે કેસ કરશો?

— મુનિ મિત્રાનંદસાગર

---

૧. આ સમાચાર માટે જુઓ પરિશિષ્ટ ૨, પૃષ્ઠ ૪૮.

# પરિશિષ્ટ ૧

# નરેન્દ્ર મોદીનું બચાવનામું

## *તા. ૨૪-૯-૨૦૦૬ના પી. ટી. આઈ.એ રિલિઝ કરેલ સમાચાર*

'ધર્મસ્વાતંત્ર્ય બિલ (સુધારો) ૨૦૦૬' પસાર કરાવ્યા પછી ચારે બાજુથી ઘેરાઈ ગયેલા ગુજરાતના મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીએ પોતાના બચાવમાં ડૉ. આંબેડકરનો સહારો લીધો છે, જેમણે બૌદ્ધો, જૈનો, શીખો અને હિન્દુઓને એક જ ભારતીય પરંપરાનો હિસ્સો ગણાવ્યા હતા.

નરેન્દ્ર મોદીએ કહ્યું છે કે *''ભારતીય બંધારણના ઘડવૈયા ડૉ. ભીમરાવ આંબેડકરે બૌદ્ધો, જૈનો, શીખો અને હિન્દુઓને એક જ ભારતીય પરંપરાનો હિસ્સો ગણાવ્યા છે. માટે જ તેમણે ઈસ્લામ કે ઈસાઈયત સ્વીકારવાના બદલે બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો હતો.*

*આ કાયદો પસાર કરવા દ્વારા અમે તો માત્ર ડૉ. આંબેડકરની ભાવનાને જ માન આપ્યું છે.''*

**કાયદો અત્યારે કયા લેવલે છે? કાયદાનું ભવિષ્ય શું છે?**

કથિત ધર્મસ્વાતંત્ર્ય કાયદો વિધાનસભામાં પસાર થયા પછી બંધારણીય જોગવાઈ અનુસાર ગુજરાતના ગવર્નર પાસે મંજૂરી માટે મોકલાયો હતો, પરંતુ આપણી લાગણી ધ્યાનમાં લઈને ગવર્નરે તેને મંજૂર કરવાના બદલે રાષ્ટ્રપતિને મોકલી આપ્યો છે અને આપણી લાગણી ધ્યાનમાં લઈને રાષ્ટ્રપતિએ પણ તેને હજી સુધી મંજૂરી આપી નથી. ગુજરાત વિધાનસભાની તોળાઈ રહેલી ચૂંટણીઓ પહેલાં આ કાયદાને મંજૂરી ન મળે તો તે આપોઆપ નિરર્થક થઈ જશે. જૂની વિધાનસભામાં પસાર થયેલો કાયદો ગવર્નર દ્વારા મંજૂર ન થયો હોય એ દરમ્યાન નવી વિધાનસભા અમલમાં આવે તો અગાઉની વિધાનસભામાં પસાર થયેલો કાયદો નકામો ઠરે છે. આ દૃષ્ટિએ મોદીનો આ કાયદો પણ કચરાપેટીના હવાલે જ થવાનો છે.

મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીને બીજી લપડાક ગુજરાત હાઈકોર્ટ તરફથી પડી છે. હમણાં જ, જૂન ૨૦૦૭માં, ગુજરાત હાઈકોર્ટે પણ 'આ કાયદો અમલમાં નથી' એવા આદેશો બહાર પાડવાના હુકમો મોદી સરકારને કરી દીધા છે. આમ આ કાળા કાયદાના મામલે નરેન્દ્ર મોદી ચારે બાજુથી ઘેરાઈ ગયા છે. આ કાયદો અમલમાં ન હોવા છતાં 'તે અમલમાં છે' એવી ખોટી માહિતી આપનાર એક કલેક્ટરને પણ કોર્ટનો બહુ મોટો ઠપકો મળ્યો છે અને મુખ્યમંત્રીને વહાલા થવા જવાનું તેમને બહુ મોંઘું પડ્યું છે.

ટૂંકમાં આપણા પ્રયત્નો સફળ થવાના છે અને આપણી જીત નિશ્ચિત છે.

# પરિશિષ્ટ ૨

## ‘જૈનો હિન્દુ ન ગણાય તો તેમને હિન્દુ કાયદાના લાભો નહિ મળે’

### તા. ૧૦-૧૦-૨૦૦૬ના દિવ્ય ભાસ્કરે રિલિઝ કરેલ સમાચાર




૧. આ સમાચારની સમીક્ષા માટે જુઓ પૃષ્ઠ ૪૬.

જૈનધર્મ અને હિન્દુધર્મને એક ગણનારા ભોળા માણસો હકીકતે સંસ્કૃતિ અને ધર્મની ભેળસેળ કરી નાખે છે અને મૂળ મુદ્દાને ચાતરી જઈને બિનજરૂરી ગૂંચવાડા અને વિવાદો ઊભા કરે છે. તેઓ ધર્મની ચર્ચા કરતાં કરતાં સંસ્કૃતિની વાતો કરવા લાગે છે. હકીકતે ધર્મ અને સંસ્કૃતિ બન્ને જુદી જ બાબતો છે. હિન્દીભાષી પ્રજા જેમ સંસ્કૃતિ અને સભ્યતાના તફાવતને સમજ્યા વિના એક લાકડીએ હાંકે છે તેવી જ ભૂલ ગુજરાતી પ્રજા ધર્મ અને સંસ્કૃતિની બાબતમાં કરે છે.

સભ્યતા, સંસ્કૃતિ અને ધર્મ એ ત્રણે બાબતો હકીકતે એકબીજાથી ભિન્ન છે.

સંસ્કૃતિ એ હકીકતમાં વર્ષોના રિવાજો અને રૂઢિઓનું પોટલું હોય છે. સંસ્કૃતિ પોતે કોઈ એક ધર્મ નથી.

જૈનો અને હિન્દુઓના રિવાજોની સમાનતા હોય એ સંસ્કૃતિને આભારી છે પણ માન્યતાના તફાવતો હોય એ ધર્મને આભારી છે.

*

હિન્દુધર્મ અને જૈનધર્મની ભાષા જુદી છે, પરિભાષા જુદી છે, સંસ્કાર જુદા છે, રિવાજ જુદા છે, ઇતિહાસ જુદો છે, ધારણાઓ જુદી છે, માન્યતાઓ જુદી છે, કથાઓ જુદી છે, પરંપરાઓ જુદી છે, રૂઢિઓ જુદી છે, ઉપાસનાપદ્ધતિ જુદી છે, સાધનાપદ્ધતિ જુદી છે, સિદ્ધાન્તો જુદા છે, ગ્રન્થો જુદા છે.

*

*'સૌગંધ રામકી ખાતે હૈં મંદિર વહીં બનાએંગે...'* ભારતભરમાં લાખો પોસ્ટરો ચોંટાડીને કરોડો હિન્દુઓની ભાવનાઓને ઉશ્કેર્યા પછી સત્તા સુધી પહોંચીને સોગન કેમ પાળ્યાં નહીં? રામના નામે સોગન લઈને, રામના નામે સત્તા મેળવીને રામને જ ભૂલી જવા તે શું હિન્દુત્વનો કોઈ વિશિષ્ટ પ્રકાર છે?

*— આ પુસ્તિકામાંના કેટલાક અંશ*